॥ શ્રીહરિઃ ॥

2122

# ભજનસુધા

(લોકપ્રિય ગુજરાતી ભજનો અને આરતીઓનો સંગ્રહ)

भजनसुधा (गुजराती)

गीताप्रेस गोरखपुर
GITA PRESS, GORAKHPUR [SINCE 1923]

ગીતાપ્રેસ, ગોરખપુર

॥ શ્રીહરિઃ ॥ 2122

# ભજનસુધા

(લોકપ્રિય ગુજરાતી ભજનો અને આરતીઓનો સંગ્રહ)

ભજનસુધા (ગુજરાતી)

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ
ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ।
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ
ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥


સંકલન :

રજનીભાઈ (હરિઃૐ આશ્રમવાળા)
શ્રી રાજેશભાઈ દેસાઈ (સી.એ.)



ગીતાપ્રેસ, ગોરખપુર

पुस्तकें यहाँ भी उपलब्ध हैं—

गीताप्रेस, गोरखपुरकी पुस्तक-दूकान

१-सूरत— 2016, वैभव एपार्टमेन्ट, भटार रोड, नूतन निवासके सामने
© (0261) 2237362, 2238065

२-मुम्बई— 282, सामलदास गाँधी मार्ग (प्रिन्सेस स्ट्रीट, मरीन लाईन्स स्टेशनके पास)
© (022) 22030717

३-नागपुर— श्रीजी कृपा कॉम्प्लेक्स, 851, न्यू इतवारी रोड © (0712) 2734354

४-जलगाँव— 7, भीमसिंह मार्केट, रेलवे स्टेशनके पास © (0257) 2226393, 2220320

५-औरंगाबाद— रेलवे स्टेशन, प्लेटफार्म नं० १

६-हैदराबाद—दूकान नं० 41, 4-4-1, दिलशाद प्लाजा, सुल्तान बाजार
© (040) 24758311, 66758311

सं० २०७८ आठवाँ पुनर्मुद्रण १५,०००

कुल मुद्रण ६९,०००

❖ मूल्य—₹ 25
(पचीस रुपये)

कूरियर/डाकसे मँगवानेके लिये
गीताप्रेस, गोरखपुर—273005
book.gitapress.org
gitapressbookshop.in

प्रकाशक एवं मुद्रक—

गीताप्रेस, गोरखपुर

(गोबिन्दभवन-कार्यालय, कोलकाता का संस्थान)

फोन : (0551) 2334721, 2331250, 2331251

web:gitapress.org e-mail : booksales@gitapress.org

॥ શ્રીહરિઃ ॥

# નિવેદન

શ્રીભગવાનના ભક્તોનાં હૃદયમાંથી પ્રેમભાવે, આર્તભાવે નીકળેલી વાણી ભજન બની જાય છે. એ વાણી-ભજનો ભક્તિમાર્ગના પથિકોને તેમની ભક્તિના વિકાસમાં ઘણાં સહાયક થઈ પડે છે. ગીતાપ્રેસ, ગોરખપુર દ્વારા પ્રકાશિત ગુજરાતી ભાષાનાં પુસ્તકોમાં છેલ્લા ઘણા સમયથી ભજનોનાં પુસ્તકોની ખાસ માગ હતી, તેની પૂર્તિ આ પુસ્તક દ્વારા કરવાનો નમ્ર પ્રયાસ છે. સૌ ભાવિક ભક્તજનો આ પુસ્તકથી યથોચિત લાભ ઉઠાવશે એવી આશા છે.

— *પ્રકાશક*

॥ ॐ શ્રીપરમાત્માને નમઃ ॥

# નિવેદન

સચ્ચિદાનંદ પરમાત્માને તથા સમસ્ત ધર્માચાર્યો તથા મહાનુભાવોનું સાદર અભિવાદન કરીને હું પોતાના થોડા વિચાર પ્રગટ કરવાનો પ્રયાસ કરી રહ્યો છું.

ગોવધના કારણે દેશનું બહુ ભારે નુકસાન થઈ રહ્યું છે, જેનું પરિણામ અતિ ભયંકર થશે. આપણા ધર્મપ્રધાન દેશમાં પૈસાના લોભના કારણે મોટા પ્રમાણમાં ગોવધ કરવામાં આવી રહ્યો છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં લોભને નરકનું દ્વાર કહ્યો છે. પૈસાના લોભને કારણે જ ગોવધબંધીમાં આડ આવી રહી છે. નવાં-નવાં કતલખાનાં શરૂ થઈ રહ્યાં છે. ગોવધ દ્વારા પેદા કરેલા રૂપિયા અત્યંત હાનિકારક તથા બુદ્ધિને ભ્રષ્ટ કરનારા છે. જેમાં અસંખ્ય પ્રાણીઓની આહ (પીડા-નિસાસા) ભરેલી છે, તે રૂપિયા (સંપત્તિ)થી અતિ ભારે અનર્થ થશે. તે રૂપિયાથી કદી શાંતિ મળી શકશે નહીં.

ગાયો દ્વારા રૂપિયા પેદા કરી શકાય છે, પરંતુ રૂપિયાથી ગાયો પેદા કરી શકાતી નથી. ગાયોની પરંપરા તો ગાયો વડે જ ચાલશે, રૂપિયા તો ગાયો જીવિત રહેવાથી જ પેદા થશે. ગાયોને મારીને રૂપિયા પેદા કરવા એ બુદ્ધિમાની નથી. બુદ્ધિમાની તો એમાં છે કે ગાયોનું સંરક્ષણ અને સંવર્ધન કરવામાં આવે.

ગીતામાં ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે—**'કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન'** (૨-૪૭). તેથી આપણાં સહુનું કર્તવ્ય છે કે ફળની ચિન્તા કર્યા વિના પોતાનું કર્તવ્ય સમજીને ગોવધ-બંધી માટે બને તેટલો પ્રયત્ન કરીએ.

વિનીત

**—સ્વામી રામસુખદાસ**

પોષ શુક્લ ૭, સં. ૨૦૬૦
(દિનાંક ૧૬-૧૨-૨૦૦૩)

સન્ત નિવાસ, ગીતાભવન નં. ૩,
પોસ્ટ—સ્વર્ગાશ્રમ, ઋષિકેશ, ઉત્તરાંચલ—૨૪૯ ૩૦૪

॥ શ્રીહરિઃ ॥

# ગોવંશની દુર્દશા અને તેના પર વિચાર

(શ્રીરામનારાયણ ચાંડક)

ભારતની સંસ્કૃતિમાં ગાયને માતાનું સ્વરૂપ માનવામાં આવ્યું છે. વૈજ્ઞાનિકોએ પણ એ સિદ્ધ કર્યું છે કે બાળકને માટે માનાં દૂધ ઉપરાંત ગાયનું દૂધ જ સર્વશ્રેષ્ઠ આહાર છે.

આપણા ખેતીપ્રધાન દેશમાં ગોપાલનનું આર્થિક દષ્ટિથી પણ અત્યંત મહત્ત્વનું સ્થાન છે. ગોપાલકો માટે તો મુખ્યરૂપે ગાય જ પરિવારના નિર્વાહ માટેનું મુખ્ય સાધન છે. શાસ્ત્રોમાં ગાયના મહિમાનું જે વર્ણન છે તે સર્વવિદિત છે. લોકજીવનમાં પણ ગાયનો મહિમા બધી રીતે અનુસ્યૂત (અભિન્ન) છે. આ બધું હોવા છતાં પણ કયું કારણ છે કે દિવસે-દિવસે ગાયોની દુર્દશા થઈ રહી છે ?

આના પર વિચાર કરીએ તો એક વાત સમજમાં આવે છે કે આજના આ આર્થિકયુગમાં ગાય જ્યાં સુધી આર્થિક રીતે ઉપયોગી સાબિત નહીં થાય, ત્યાં સુધી તેની દશા સુધરવી મુશ્કેલ છે. ગાયની સાથે-સાથે ગોપાલકના પરિવારની આર્થિક-વ્યવસ્થા સ્વાભાવિક રીતે જ જોડાયેલી હોય છે.

હવે પ્રશ્ન એ આવે છે કે ગાયને કઈ રીતે આર્થિક રીતે ઉપયોગી બનાવી શકાય ?

આના પર વિચાર કરતાં પહેલાં આપણે થોડા પાછળના ઈતિહાસ પર પણ નજર નાખવી પડશે કે ભૂતકાળમાં લોકો મોટા પ્રમાણમાં ગાયો કઈ રીતે રાખતા હતા ? તે સમયે દરેક ઘરમાં ગાયનું અસ્તિત્વ અવશ્ય અને આવશ્યક હતું, દૂધ-દહીંની નદીઓ વહેતી હતી. રાજસ્થાનમાં તો એવી કહેવત હતી કે—'धीणो घणोही है बेटी सोरी रेसी' (જેના ઘરમાં જેટલી ગાયો વધારે, તે પરિવાર તેટલો જ સમૃદ્ધ માનવામાં આવતો હતો.) એવું કહેવાય છે કે નંદબાવાની પાસે નવ લાખ ગાયો હતી. તેમના રાજ્યમાં સંપૂર્ણ પ્રજા સુખી-સમૃદ્ધ હતી. લોકોમાં પરસ્પર એટલો આત્મભાવ હતો કે કોઈનું ઘર કોઈ કારણે દૂધ-દહીં કે વલોણા વિનાનું હોય તો તેને છાસ લઈ જવાનો સંદેશો

મોકલવામાં આવતો હતો. આજે ગાયને પાળવી એ મોંઘું પડવાના કારણે ધીરે-ધીરે બધા લોકો આ (ગોપાલનના) વ્યવસાયથી પાછા હઠી રહ્યા છે અને તેના કારણે ગાયોની સ્થિતિ દયાજનક થઈ રહી છે.

હવે પુનઃ પ્રશ્ન થાય છે કે આપણા પૂર્વજ કઈ વ્યવસ્થાના આધારે આટલી મોટી સંખ્યામાં ગાયો રાખતા હતા. એના માટે આપણે નીચેની ચાર બાબતો પર ધ્યાન આપવું પડશે–

(૧) સ્વયં પરિશ્રમ, (૨) ગોચર જમીનોની માવજત કરીને તેમાં ગોચારણ વિકસાવીને, (૩) ઊંચી શ્રેણીના સાંઢ તૈયાર કરીને દેશી નસલ (ઓલાદ)માં સુધાર કરીને, જેથી ગાયો વધારે દૂધ આપે અને (૪) ગોપાલકોને દૂધ, ઘી અથવા પંચગવ્યના ઉત્પાદનનો પોષણક્ષમ ભાવ મળે–એવી વ્યવસ્થા કરીને. આ મહત્ત્વના ચાર મુદ્દાઓ પર થોડા વિચાર પ્રસ્તુત છે–

**(૧) સ્વયં પરિશ્રમ**–આપણા પૂર્વજો નિષ્ઠાપૂર્વક પોતાના હાથે ગાયોની સાર-સંભાળ કરતા હતા. પોતાના ખેતરોમાં ગાયો માટે જરૂરી ઘાસ ઉત્પન્ન કરવા આવશ્યક વ્યવસ્થા રાખતા હતા, જેથી ગાયો ખેતરોમાં જઈને લીલું ઘાસ ચરી શકતી. ખેતીનું કાર્ય પૂરું થયા બાદ ખળા (ખલિયાન)માંથી તથા ખેતરોમાં ઉગેલું ઘાસ-ફૂસ એકઠું કરીને ઘેર લાવીને નવું ઘાસ ન થાય ત્યાં સુધીના સમય માટે (ગાયો માટે) જરૂરી ઘાસ એકઠું કરી લેતા હતા. ત્યારબાદ ખેતરોમાં બચી ગયેલું ઘાસ-ફૂસ ચરવા માટે ગામોમાં ઢોર ચારવાની (ગૌરી)-ની વ્યવસ્થા પણ કરવામાં આવતી હતી. તેથી જે ગાયોને ખેતરોમાં ચરાવવા માટે લઈ જવામાં આવતી તે ગાયોને લગભગ બે મહિના સુધી પેટ ભરીને ઘાસ મળતું હતું. એના કારણે ગોપાલકને ઘાસ ખરીદવાના આર્થિક બોજનો પ્રશ્ન રહેતો ન હતો. એટલું જ નહીં, ગાયોના ગોબરથી જમીનની ઉત્પાદનશક્તિ પણ વધી જતી હતી. તે સમયે ખેતી બળદ દ્વારા કરવામાં આવતી હતી, પરંતુ આજે બળદોનું કામ ટ્રેક્ટરો દ્વારા થાય છે અને તેના કારણે ગોવંશ તથા ખેડૂત બંનેનું ભયંકર નુકસાન થાય છે.

બેકાર બળદ કતલખાનાઓમાં કપાવા લાગ્યા અને ખેડૂત

પરિશ્રમથી વંચિત થઈ ગયો. ટ્રેક્ટરો દ્વારા જમીન ખેડાવાના કારણે ઘાસ-ફૂસના છોડ મૂળ સાથે ઉખડી જવાથી ખેતરોમાં ઘાસ થતું નથી. આજે ઊર્જાના સ્રોતની કમીને કારણે ટ્રેક્ટર અને રાસાયણિક ખાતર દ્વારા ખેતી ખૂબ ખર્ચાળ (મોંઘી) પડવા લાગી અને ઘાસ-ચારો ન ઉગવાના કારણે ગોવંશની દુર્દશા થવા લાગી. ખેતીમાં રસાયણના પ્રયોગથી પશુધન અને માનવ અનેક પ્રકારની બીમારીઓના શિકાર બની રહ્યા છે.

પરિવારમાં ગોપાલન હોવાથી ઘરની મહિલાઓનું પણ મહત્તમ યોગદાન રહેતું હતું. દૂધ દોહવું, વલોણું કરવું, ગાયોની સાર-સંભાળ રાખવી—આ બધું કામ મોટાભાગે મહિલાઓ કરતી હતી. પરંતુ આજે આ બધું ભૂલાઈ ગયું. ગોપાલનનું કાર્ય ધીરે-ધીરે પરિવારમાંથી વિસરાઈ ગયું.

તેથી આપણે સરકાર કે દાતાઓના ભરોસે ન રહેતાં સ્વયં પરિશ્રમ કરીને પૂર્વજોએ અપનાવેલા આ સુંદર કાર્યને પુનઃ હાથ પર લઈને જૈવિક ખેતી—બળદો દ્વારા ખેતરોમાં ઘાસ ઉગાડીને, પરિવારમાં ગાયો રાખીને ગોવંશને બચાવવો જોઈએ.

**(૨) ગોચર જમીનોની માવજત કરીને તેમાં ગોચારણ વિકસાવીને**—પૂર્વે દરેક ગામમાં ગોચર-ભૂમિની વ્યવસ્થા હતી અને તે ભૂમિની સુરક્ષા દરેક વયક્તિ પોતાની ફરજ સમજીને કરતી હતી. આજે ગોચરભૂમિ આપણે નષ્ટ કરી રહ્યા છીએ અને જ્યાં થોડી જમીન છે, તેની સાર-સંભાળ કોઈ રાખતું નથી. પંરતુ આપણે આ સ્થિતિ પર વિચાર કર્યા વિના બેસી રહીશું તો આ સમસ્યાનું સમાધાન થશે નહીં. આપણે ગોચરભૂમિમાં પર્યાપ્ત ઘાસ ઉત્પન્ન થાય તેવો સક્રીય પ્રયત્ન કરવો જોઈએ. ગાયોને પેટ ભરીને ઘાસ મળશે તો તે સ્વસ્થ રહેશે અને વધારે દૂધ આપીને ગોપાલકોને આર્થિક લાભ આપી શકશે.

**(૩) ઊંચી શ્રેણીના સાંઢ તૈયાર કરીને દેશી નસલ (ઓલાદ)માં સુધાર કરીને, જેથી ગાયો વધારે દૂધ આપે**—પહેલાં દરેક ગામમાં આપણા પૂર્વજો સારી ઓલાદના શ્રેષ્ઠ સાંઢ રાખતા હતા. સાંઢને ગોળ-

રોટલો આપવો એ દરેક ગામવાસી પોતાનો ધર્મ સમજતા હતા. સારી નસલના સાંઢના કારણે ગાયો સ્વસ્થ, વધારે દૂધ આપનારી હતી. પરંતુ આજે તો ગામડાઓમાં સારી નસલની વાત જવા દો, સામાન્ય સાંઢ પણ ભાગ્યે જ જોવા મળે છે. ગોવંશને પૌષ્ટિક આહાર ન મળવાથી ગોવંશ નિર્બળ થતો જાય છે, તેમાં વારંવાર દુકાળ અને ગોપાલકની આર્થિક સ્થિતિ પણ જવાબદાર હોય છે. આજે ગાયોના દૂધ ઉત્પાદનનું પ્રમાણ એટલું ઘટી ગયું છે કે તેમને પૌષ્ટિક આહાર આપવો તો દૂર, પૂરતું ઘાસ પણ આપી શકાતું નથી.

આ પરિસ્થિતિમાંથી બહાર આવવા માટે ઉપયોગી સાંઢ તૈયાર કરીને નસલ સુધાર કરવો અત્યંત જરૂરી છે. દરેક ગામમાં સારી નસલના સાંઢ રાખીને આપણે ફરીથી દૂધાળુ ગાયો તૈયાર કરવી પડશે.

**(૪) ગોપાલકોને દૂધ, ઘી અથવા પંચગવ્યના ઉત્પાદનનો પોષણક્ષમ ભાવ મળે**—ગો-ઉત્પાદનોનું યોગ્ય મૂલ્ય મળતું નથી. આજે શહેરોની અપેક્ષા ગામડાઓમાં દૂધ-ઘીના ભાવ બહુ ઓછા મળે છે. શહેર અને ગામડાના ભાવના આ અંતરને દૂર કરવા માટે ગામડાઓમાં સહકારી સમિતિઓ બનાવીને ગોપાલકોને પોતાના ઉત્પાદનના યોગ્ય ભાવ મળે તેવી વ્યવસ્થા કરવી જોઈએ.

આપણા શાસ્ત્રોમાં ગાયોના પંચગવ્ય દ્વારા સ્વાસ્થ્ય-લાભ તથા વાતાવરણ શુદ્ધ થવાનું બહું જ મહત્ત્વ બતાવવામાં આવ્યું છે. દૂધ, દહીં, ઘી સિવાય દેશી ગાયનું ગોમૂત્ર તથા ગોબર અનેક બીમારીઓ જેવી કે—દમ, ડાયાબિટિસ, કેન્સરમાં બહું જ લાભપ્રદ સિદ્ધ થયું છે.

આપણે બધાની તથા સરકારની ફરજ છે કે દેશી ગાયના ગોમૂત્ર અને ગોબરની ગુણવત્તાનું સારી રીતે પરીક્ષણ કરીને એક ફોર્મૂલા (સિદ્ધાંત તૈયાર કરીને જે-જે રોગોમાં લાભકારી હોય, તેની ઔષધિઓ બનાવીને લોકોને સ્વાસ્થ્યમાં થનારા લાભ વિશે અવગત કરાવીએ. આજે કરોડો રૂપિયા અંગ્રેજી દવાઓમાં ખર્ચ થાય છે, પરંતુ જો આ સસ્તો ઈલાજ જનતાને માટે લાભકારી હોય તો એનાથી માનવ તથા ગોવંશ બન્નેની રક્ષા થઈ શકે છે.

॥ શ્રીહરિઃ ॥

# ભજનસૂચિ વર્ણાનુક્રમે

■ ■ ■

## ૧. પહેલાં સમરું ગણપતિ દેવા

પહેલાં સમરું ગણપતિ દેવા...
વિઘન દેજો કાપી, રામા, વિઘન દેજો કાપી – ૧

બીજે સમરું શારદા માતા,
વાણી નિર્મળ આપી રે, રામા, વાણી નિર્મળ આપી – ૨

ત્રીજે સમરું ગુરુ-ચરણને,
પાવન કીધા પાપી રે, રામા, પાવન કીધાં પાપી – ૩

ચોથે સમરું માતપિતાને
સદ્‌બુદ્ધિ બહુ આપી રે, રામા, સદ્‌બુદ્ધિ બહુ આપી – ૪

પુનિત પંચમ પરમેશ્વરને
માનવ પદવી આપી રે, રામા, માનવ પદવી આપી – ૫

– પુનિત

■ ■ ■

## ૨. જય ગણેશ જય ગણેશ

જય ગણેશ જય ગણેશ જય ગણેશ દેવા,
માતા જાકી પાર્વતી પિતા મહાદેવા – જય...

પાન ચઢે, ફૂલ ચઢે ઔર ચઢે મેવા,
લડુઅન કો ભોગ લગે સન્ત કરે સેવા – જય...

એકદંત દયાવંત ચાર ભુજાધારી
માથે પે સિન્દૂર સોહે મૂષક કી સવારી – જય...

અંધે કો આંખ દેત કોઢિન કો કાયા,
બાંઝન કો પુત્ર દેત નિર્ધન કો માયા – જય...

વિદ્યા કા દાન દેત નિજ જન કા માન દેત,
કંચન કી ખાન દેત જિસને તુમ્હેં ધ્યાયા – જય...

ચરણન મેં નાય માથ અસ્તુતિ કરત સહાય,
દીનબંધુ દીનાનાથ પાર કરો ખેવા – જય...

■ ■ .■

## ૩. પ્રથમ તમને સમરીએ

પ્રથમ તમને સમરીએ, સ્વામી તમે સૂંઢાળા રે...
રિદ્ધિ સિદ્ધિના દાતાર દેવતા (૨) મહેર કરોને મહારાજ રે – ૧

માતા છે જેનાં પારવતી, સ્વામી તમે સૂંઢાળા...
પિતા છે શંકર દેવતા (૨) મહેર કરોને મહારાજ રે – ૨

કાનમાં કુંડળ ઝળહળે, સ્વામી તમે સૂંઢાળા
માથે મુગટ મોતીડાંના (૨) મહેર કરોને મહારાજ રે – ૩

બાંયે બાજુબંધ બેરખા, સ્વામી તમે સૂંઢાળા...
ગળામાં ફૂલડાંનો હાર દેવતા (૨) મહેર કરોને મહારાજ રે – ૪

પીળાં પીતામ્બર પહેર્યાં, સ્વામી તમે સૂંઢાળા...
ખંભે જનોઈ જોટા શોભતા (૨) મહેર કરોને મહારાજ રે – ૫

પહેલા કરમાં જળ કમંડળ સ્વામી તમે સૂંઢાળા..
બીજે મોદક આહાર વાલા (૨) મહેર કરોને મહારાજ રે – ૭

ત્રીજા કરમાં ફરસી સોહે સ્વામી તમે સૂંઢાળા...
ચોથામાં જપમાળ (૨) મહેર કરોને મહારાજ રે – ૮

પ્રથમ તમને સમરીએ સ્વામી તમે સૂંઢાળા...

■ ■ ■

## ૪. માનો ગરબો ઘૂમતો

ઘૂમતો ઘૂમતો જાય, આજ માનો ગરબો ઘૂમતો જાય.
પવન ઝપાટા ખાય તો ય માનો ગરબો ઘૂમતો જાય...ટેક

પહેલે તે ગરબે અંબે મા નીસર્યાં;
લળી લળી ગરબા ગાય... આજ માનો૦

બીજે તે ગરબે અંબે મા નીસર્યાં,
સાથે સખીઓનો સંગાથ... આજ માનો૦

ત્રીજે તે ગરબે સામુદ્રિમાં નીસર્યાં,
ત્રીજે તે ગરબે આશાપુરી નીસર્યાં,
દેવા શક્તિ મંડળને સાથ... આજ માનો૦

સ્વર્ગ તણા દેવો સહુ ગરબાને જોતા,
પુષ્પોની વૃષ્ટિ થાય... આજ માનો૦

ગરબાને જોતાં બાલુડાં આજે,
ગાંડાં ઘેલાં થઈ જાય... આજ માનો૦

ગરબાને જોતાં શક્તિ મંડળ આજે,
ગાંડું ઘેલું થઈ જાય... આજ માનો૦

ગરબાને દીવડે સૂરજ ને ચંદા,
અંબા મા ફરી ફરી ગાય... આજ માનો૦

સામુદ્રિ માતા દ્વારે પધાર્યા,
આશાપુરી માતા દ્વારે પધાર્યાં,
– અભાગી ગુણલા ગાય,
શક્તિ મંડળ ગરબા ગાય... આજ માનો૦

■ ■ ■

## ૫. મા કાળીને કલ્યાણી

**સાખી** મા સત્ય પંથે વાળજે, અસત્યથી દૂર જાઉં,
કરુણા કરજે મા અમ પર, હું ગુણલા તારા ગાઉં.

મા કાળી ને કલ્યાણી રે મા, જ્યાં જોઉં ત્યાં જોગમાયા.
મા ઊંચા આસનવાળી રે મા, જ્યાં જોઉં ત્યાં જોગમાયા.
મા પાવાની પટરાણી રે મા, જ્યાં જોઉં ત્યાં જોગમાયા.
મા અખંડ દીવડાવાળી રે મા, જ્યાં જોઉં ત્યાં જોગમાયા.
મા આરાસુરની રાણી રે મા, જ્યાં જોઉં ત્યાં જોગમાયા.
મા માનસરોવરવાળી રે મા, જ્યાં જોઉં ત્યાં જોગમાયા.
મા ઉગમણા મુખવાળી રે મા, જ્યાં જોઉં ત્યાં જોગમાયા.

મા તને ચારે વેદે વખાણી રે મા, જ્યાં જોઉં૦
મા તને ચારે યુગમાં જાણી રે મા, જ્યાં જોઉં૦

મા તને પહેલા યુગમાં જાણી રે મા, જ્યાં જોઉં૦
મા તું શંકર ઘેર પટરાણી રે મા, જ્યાં જોઉં૦
મા પાર્વતી મા કહેવાણી રે મા, જ્યાં જોઉં૦
મા તું દક્ષયજ્ઞમાં સમાણી રે મા, જ્યાં જોઉં૦

મા તને બીજા યુગમાં જાણી રે મા, જ્યાં જોઉં૦
મા તને હરિશ્ચંદ્ર ઘેર પટરાણી તે રે મા, જ્યાં જોઉં૦
મા તું તારામતી કહેવાણી રે મા, જ્યાં જોઉં૦
મા તું સત્યને ખાતર વેચાણી રે મા, જ્યાં જોઉં૦

મા તને ત્રીજા તે યુગમાં જાણી રે મા, જ્યાં જોઉં૦
મા તું રામચંદ્ર ઘેર પટરાણી રે મા, જ્યાં જોઉં૦
મા તું સીતાજી કહેવાણી રે મા, જ્યાં જોઉં૦
મા તું રાવણવંશ રોળનારી રે મા, જ્યાં જોઉં૦

મા તને ચોથા યુગમાં જાણી રે મા, જ્યાં જોઉં૦
મા તું પાંડવ ઘેર પટરાણી રે મા, જ્યાં જોઉં૦
મા તું દ્રૌપદી કહેવાણી રે મા, જ્યાં જોઉં૦
મા તું કૌરવકુળ હણનારી રે મા, જ્યાં જોઉં૦
મા તું સૌને આશિષ દેનારી રે મા, જ્યાં જોઉં૦
તું કાળી ને કલ્યાણી રે મા, જ્યાં જોઉં ત્યાં જોગમાયા.

■ ■ ■

## ૬. મા પાવા તે

(રાગઃ ભીમ પલાસ, તાલ-ખેમટો)

મા પાવા તે ગઢથી ઊતર્યાં, મા કાળી રે,
માએ વસાવ્યું ચાંપાનેર, પાવાગઢવાળી રે.
મા ચાંપા તે નેરના ચાર ચૌટા મા કાળી રે,
સોનીએ માંડ્યાં હાટ, પાવાગઢવાળી રે. મા પાવા તે ગઢથી...
મા સોનીડો લાવે રૂડાં ઝૂમણાં, મા કાળી રે
મારી અંબા માને કાજ, પાવાગઢવાળી રે. મા પાવા તે ગઢથી...
મા માળી તે આવે મલપતો, મા કાળી રે,
એ તો લાવે છે ગજરાની જોડ, પાવાગઢવાળી રે. મા પાવા તે ગઢથી...
મા કુંભારી આવે મલપતો, મા કાળળ રે,
એ તો લાવે છે ગરબાની જોડ, પાવાગઢવાળી રે. મા પાવા તે ગઢથી...
મા સુથારી આવે મલપતો, મા કાળી રે,
એ તો લાવે છે બાજઠની જોડ, પાવાગઢવાળી રે. મા પાવા તે ગઢથી...
મા ગાય શીખે ને સાંભળે, મા કાળી રે,
તેની અંબા મા પૂરજો આશ, પાવાગઢવાળી રે. મા પાવા તે ગઢથી...

■ ■ ■

## ૭. હે મા શારદા !

હે મા શારદા! હે મા શારદા !
તારી પૂજાનું ફૂલ થવા શક્તિ દે,
તારા મયૂરનો કંઠ થવા સૂર દે,
હે મા શારદા! હે મા શારદા !

તુજ મંદિરની જ્ઞાનજ્યોતથી,
જીવનપંથનું તિમિર ટળે,
હે દેવી! વરદાન દે, જ્ઞાન દે,
લેખિનીના લેખ ફળે, ભક્તિ દે.
હે મા શારદા! હે મા શારદા !

સૂર-શબ્દનો પૂર્યો સાથિયો,
રંગ ભરી દ્યો મા, એમાં,
રગરગ મધુરવ રવ પ્રગટાવી
પ્રાણ પૂરી દ્યો ગીત-લયમાં;
શુભદા પંક્તિ દે... હે મા શારદા !

તારા ચરણની ધૂળ થવા ભાગ્ય દે.

હે મા શારદા ! હે મા શારદા !

■ ■ ■

## ૮. ગુરુ મહિમા

ગુરુ ગોવિંદ દોનોં ખડે કાકે લાગૂ પાય,
બલિહારી ગુરુદેવકી ગોવિંદ દિયો બતાય.

ઈન્સાન દીવરોં તક દેખતા હૈ,
ગુરુ દીવારોં કે ઉસ પાર દેખતા હૈ.

ઈન્સાન શરીરકો દેખતા હૈ,
ગુરુ શરીરકે ભીતર દેખતા હૈ.

ઈન્સાન મનકો દેખતા હૈ,
ગુરુ અન્તરાત્માકો દેખતા હૈ.

ઈન્સાન રાહકો દેખતા હૈ,
ગુરુ સહી રાહ પર ચલના સિખાતા હૈ.

ઈન્સાન મૂર્તિકો દેખતા હૈ,
ગુરુ પ્રભુકા સાક્ષાત્કાર કરાતા હૈ.

ઈન્સાન કેવલ જીવન જીતા હૈ,
ગુરુ ઈન્સાનકો સહી જીવન સિખાતા હૈ.

– પ્રિયા અગ્રવાલ

■ ■ ■

## ૯. ગુરુજીના નામની હો માળા

ગુરુજીના નામની હો, માળા છે ડોકમાં,
નારાયણના નામની હો, માળા છે ડોકમાં... ગુરુજીના

જૂઠું બોલાય નહિ, ખોટું લેવાય નહિ,
અવળું ચલાય નહિ હો, માળા છે ડોકમાં... ગુરુજીના

ક્રોધ કદી થાય નહિ ને પરને નિંદાય નહિ,
કોઈને દુભવાય નહિ હો, માળા છે ડોકમાં... ગુરુજીના

પરને પીડાય નહિ ને હુંપદ ધરાય નહિ,
પાપને પોષાય નહિ હો, માળા છે ડોકમાં... ગુરુજીના

સુખમાં છકાય નહિ ને દુઃખમાં રડાય નહિ,
ભક્તિ ભુલાય નહિ હો, માળા છે ડોકમાં... ગુરુજીના

ધન સંઘરાય નહિ, એકલા ખવાય નહિ,
ભેદ રખાય નહિ હો, માળા છે ડોકમાં... ગુરુજીના

બોલ્યું બદલાય નહિ, ટેકને ત્યજાય નહિ,
કંઠી લજવાય નહિ હો, માળા છે ડોકમાં... ગુરુજીના

હરિહર નંદ કહે સત્ય ચુકાય નહિ,
નારાયણ વિસરાય નહિ હો, માળા છે ડોકમાં... ગુરુજીના

■ ■ ■

## ૧૦. જય સદ્‌ગુરુદેવ

જ્યોત સે જ્યોત જગાવો સદ્‌ગુરુ,
જ્યોત સે જ્યોત જગાવો.
મેરા અંતર તિમિર મીટાવો સદ્‌ગુરુ,
જ્યોત સે જ્યોત જગાવો.

હે યોગેશ્વર હે પરમેશ્વર
હે જ્ઞાનેશ્વર હે સર્વેશ્વર
નિજ કૃપા બરસાવો સદ્‌ગુરુ
જ્યોત સે જ્યોત જગાવો.

હમ બાલક તેરે દ્વાર પે આયે (૨)
મંગલ દરશ દિખાવો સદ્‌ગુરુ જ્યોત સે...
મેરા અંતર તિમિર મિટાવો સદ્‌ગુરુ
જ્યોત સે જ્યોત જગાવો.

સાચી જ્યોત જગે જો હૃદયમેં (૨)
સોહ્‌મ નાદ જગાવો સદ્‌ગુરુ જ્યોત સે...
મેરા અંતર તિમિર મિટાવો સદ્‌ગુરુ
જ્યોત સે જ્યોત જગાવો.

અંતરમેં યુગ યુગ સે સોઈ (૨)
ચિતિશક્તિ કો જગાવો સદ્‌ગુરુ જ્યોત સે...
મેરા અંતર તિમિર મિટાવો સદ્‌ગુરુ
જ્યોત સે જ્યોત જગાવો.

જીવન મેં શ્રી રામ અવિનાશી (૨)
ચરનન શરણ લગાવો સદ્‌ગુરુ જ્યોત સે...
મેરા અંતર તિમિર મિટાવો સદ્‌ગુરુ
જ્યોત સે જ્યોત જગાવો.

■ ■ ■

## ૧૧. ૐ તત્સત્

ૐ તત્ સત્ શ્રીનારાયણ તું, પુરુષોત્તમ ગુરુ તું;
સિદ્ધ બુદ્ધ તું, સ્કંદ વિનાયક, સવિતા પાવક તું. ૐ તત્સત્

બ્રહ્મ મજદ તું, યહવ શક્તિ તું, ઈશુ-પિતા પ્રભુ તું;
રુદ્ર-વિષ્ણુ તું, રામ-કૃષ્ણ તું, રહીમ તાઓ તું. ૐ તત્સત્

વાસુદેવ ગો-વિશ્વરૂપ તું, ચિદાનંદ હરિ તું;
અદ્વિતીય તું, અકાલ નિર્ભય, આત્મ-લિંગ શિવ તું. ૐ તત્સત્

■ ■ ■

## ૧૨. અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ

અખિલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ
જૂજવે રૂપે અનંત ભાસે.
દેહમાં દેવ તું, તેજમાં તત્ત્વ તું,
શૂન્યમાં શબ્દ થઈ વેદ વાસે. અ૦
પવન તું, પાણી તું, ભૂમિ તું, ભૂધરા,
વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ ચાખવા,
શિવ થકી જીવ થયો એ જ આશે. અ૦
વેદ તો એમ વદે, શ્રુતિ-સ્મૃતિ શાખ દે-
કનક કુંડલ વિશે ભેદ ન હોયે;
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જૂજવાં,
અંતે તો હેમનું હેમ હોયે. અ૦
ગ્રંથ ગરબડ કરી, વાત ન ખરી કહી,
જેહને જે ગમે તેહને તે પૂજે
મન-વચન-કર્મથી આપ માની લહે.
સત્ય છે એ જ મન એમ સૂઝે. અ૦

વૃક્ષમાં બીજ તું, બીજમાં વૃક્ષ તું,
જોઉં પટંતરો એ જ પાસે;
ભણે **નરસૈયો** એ મન તણી શોધના,
પ્રીત કરું પ્રેમથી પ્રગટ થાશે. ૪૦

■ ■ ■

## ૧૩. શ્રી મધુરાષ્ટકમ્

અધરં મધુરં વદનં મધુરં નયનં મધુરં હસિતં મધુરમ્ ।
હૃદયં મધુરં ગમનં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૧॥
વચનં મધુરં ચરિતં મધુરં વસનં મધુરં ચલિતં મધુરમ્ ।
ચલિતં મધુરં ભ્રમિતં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૨॥
વેણુર્મધુરો રેણુર્મધુરઃ પાણિર્મધુરઃ પાદૌ મધુરૌ ।
નૃત્યં મધુરં સખ્યં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૩॥
ગીતં મધુરં, પીતંમધુરં ભુક્તં મધુરં સુપ્તં મધુરમ્ ।
રૂપં મધુરં તિલકં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૪॥
કરણં મધુરં તરણં મધુરં હરણં મધુરં રમણંમધુરમ્ ।
વમિતં મધુરં શમિતં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૫॥
ગુંજા મધુરા માલા મધુરા યમુના મધુરા વીચી મધુરા ।
સલિલં મધુરં કમલં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૬॥
ગોપી મધુરા લીલા મધુરા યુક્તં મધુરં ભુક્તં મધુરમ્ ।
ઈષ્ટં મધુરં શિષ્ટં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૭॥
ગોપા મધુરા ગાવો મધુરા યષ્ટિર્મધુરા સૃષ્ટિર્મધુરા ।
દલિતં મધુરં ફલિતં મધુરં મધુરાધિપતેરખિલં મધુરમ્ ॥ ૮॥

ઈતિ શ્રીવલ્લભાચાર્ય વિરચિતં 'શ્રીમધુરાષ્ટકમ્'

॥ સમાપ્તમ્ ॥

■ ■ ■

## ૧૪. અબ સૌંપ દિયા ઈસ જીવનકા

અબ સૌંપ દિયા ઈસ જીવનકા, સબ ભાર તુમ્હારે હાથોંમેં...
હૈ જીત તુમ્હારે હાથોં મેં, ઔર હાર તુમ્હારે હાથોંમેં...૨

મેરા નિશ્ચય બસ એક યહી, એકબાર તુમ્હેં પા જાઉં મૈં...
અર્પણ કર દું દુનિયાભરકા, સબ પ્યાર તુમ્હારે હાથોંમેં...૨

જો જગમેં રહું તો ઐસે રહું, જ્યોં જલમેં કમલકા ફૂલ રહે...
મેરે સબ ગુણ દોષ સમર્પિત હો, કરતાર તુમ્હારે હાથોંમેં...૨

યદિ માનવકા મુઝે જન્મ મિલે, તો તવ ચરણોંકા પૂજારી બનું...
ઈસ પૂજક કી ઈક ઈક રગકા, હો તાર તુમ્હારે હાથોંમેં...૨

જબ જબ સંસારકા કૈદી બનું, નિષ્કામ ભાવસે કર્મ કરું...
ફિર અંત સમય મેં પ્રાણ તજું, નિરાકાર તુમ્હારે હાથોંમેં...૨

મુઝમેં તુઝમેં બસ ભેદ યહી, મૈં નર હું તુમ નારાયણ હો...
મૈં હું સંસાર કે હાથોમેં, સંસાર તુમ્હારે હાથોંમેં...૨

*– સ્વામી સત્યમિત્રાનંદગિરિ*

■ ■ ■

## ૧૫. અમે મહિયારાં રે ગોકુળ ગામનાં

અમે મહિયારાં રે ગોકુળ ગામનાં
મારે મહી વેચવાને જાવાં, મહિયારાં રે... ગોકુળ ગામનાં.
મથુરાને વાટે મહી વેચવાને નીસરી,
નટખટ નંદનો કિશોર માગે છે દાણજી
મારે દાણ લેવાને દેવા, મહિયારાં રે... ગોકુળ ગામનાં.

માવડી યશોદાજી કાનાને વાર જો
દુ:ખડા દીયે હજાર બહુ એ સાતવતો,
મારે દુ:ક સહેવાં ને કહેવાં મહિયારાં રે... ગોકુળ ગામનાં.

યમુનાને કાંઠે કાન વાંસળી વગાડતો
ભુલાવે ભાન સાન ઊંઘથી જગાડતો
મારે જોવું ને જાવું મહિયારાં રે... ગોકુળ ગામનાં.

મહેતા નરસિંહનો સ્વામી લાડકડો કાનજી,
ઉતારો આતમથી ભવભવના પારથી,
નિર્મળ હૈયાની વાત કહેવા, મહિયારાં રે... ગોકુળ ગામનાં.

*– નરસિંહ મહેતા*

■ ■ ■

## ૧૬. અરજી અમારી સુણો શ્રીનાથજી

અરજી હમારી સુણો શ્રીનાથજી
લઈ જાજે તારા ધામમાં. (૨)

મારા અંત સમયના બેલી, મને મેલો નહિ હડસેલી,
હું તો આવી ઊભો તમ દ્વારે, શ્રીનાથજી !
લઈ જાજે તારા ધામમાં. અરજી...(૧)

હાંરે મારું અંતર લેજો વાંચી,
હાંરે નથી મેંદીમાં લાલી નખાતી,
હાંરે પાને પાને પ્રસરી જાતી,
શ્રીનાથજી, લઈ જાજે તારા ધામમાં. અરજી (૨)

નાથ કરુણા તણા છો સિંધુ,
હું તો માગું છું એક જ બિંદુ,
એક બિંદુમાં નહિ થાય ઓછું,
શ્રી નાથજી, લઈ જાજે તારા ધામમાં. અરજી (૩)

તને સમજુને શું સમજાવું,
કહો તો અંતર ખોલીને બતાવું,
તારા **પુનિત**ને એક જ આશા,
શ્રી નાથજી, લઈ જાજે તારા ધામમાં. અરજી (૪)

— પુનિત મહારાજ

■ ■ ■

## ૧૭. અવતાર માનવીનો ફરીને નહિ મળે

અવતાર માનવીનો ફરીને નહિ મળે,
અવસર તરી જવાનો ફરીને નહિ મળે.

સુરલોકમાં યે ના મળે... ભગવાન કોઈને,
અહીંયા મળ્યા પ્રભુ તે ફરીને નહિ મળે... અવતાર

લઈ જાય પ્રેમથી તને કલ્યાણ મારગે,
સંગાથ આ ગુરુનો... ફરીને નહિ મળે... અવતાર

જે ધર્મ આચરીને... કરોડો તરી ગયા,
આવો ધરમ અમૂલો... ફરીને નહિ મળે... અવતાર

કરશું ધરમ નિરાંતે કહે તું ગુમાનમાં,
જે જાય છે ઘડી તે... ફરીને નહિ મળે... અવતાર

■ ■ ■

## ૧૮. આટલું તો આપજે...

આટલું તો આપજે ભગવન્ ! મને છેલ્લી ઘડી,
ના રહે માયાતણાં બંધન મને છેલ્લી ઘડી.

આ જિંદગી મોંઘી મળી... પણ જીવનમાં જાગ્યો નહિ,
અંત સમયે મુજને રહે... સાચી સમજ છેલ્લી ઘડી.

જ્યારે મરણ શય્યા પરે... મીંચાય છેલ્લી આંખડી,
તું આપજે ત્યારે પ્રભુમય... મન મને છેલ્લી ઘડી.

આ હાથ-પગ નિર્બળ બને ને... શ્વાસ છેલ્લો સંચરે,
ઓ દયાળું ! આપજે... દર્શન મને છેલ્લી ઘડી.

હું જીવનભર સળગી રહ્યો... સંસારના સંતાપમાં,
તું આપજે શાંતિભરી નિંદ્રા... મને છેલ્લી ઘડી.

અંત સમયે આવી મુજને, ના દમે ઘટ દુશ્મનો,
જાગ્રત પણે મનમાં રહે... તારું સ્મરણ છેલ્લી ઘડી.

■ ■ ■

## ૧૯. શિવાજીનું હાલરડું

આભમાં ઊગેલ ચાંદલો ને જીજીબાઈને આવ્યાં બાળ,
બાળુડાને માત હિંચોળે, ધણણણ ડુંગરા બોલે !
શિવાજીને નીંદરું ના'વે, માતા જીજીબાઈ ઝુલાવે.

પેટમાં પોઢીને સાંભળેલી બાળે રામ-લખમણની વાત,
માતાજીને મુખ જે દીથી, ઊડી એની ઊંઘ તે દીથી... શિવાજીને૦

પોઢજો રે, મારાં બાળ ! પોઢી લેજો પેટ ભરીને આજ,
કાલે કાળાં જુદ્ધ ખેલાશે, સૂવાટાણું ક્યાંય ન રે'શે... શિવાજીને૦

ધાવજો રે મારાં પેટ ! ધાવી લેજો ખૂબ ધ્રપીને આજ,
રે'શે નહિ રણઘેલુડા, ખાવા મૂઠી ધાનની વેળા... શિવાજીને૦

પેરી-ઓઢી લેજો પાતળા રે ! પીળાં-લાલ પીરોજી ચીર,
કાયા તારી લોહીમાં ના'શે, ઢાંકણ તે દી ઢાલનું થાશે... શિવાજીને૦

ઘૂઘરા, ધાવણી, પોપટ, લાકડી ફેરવી લેજો આજ
તે દી તો હાથ રે'વાની, રાતી બંબોળ ભવાની... શિવાજીને૦

લાલ કંકુ કેરા ચાંદલા ને ભાલે તાણજો કેસર આડ્ય,
તે દી તો સિંદોરિયા થાપા, છાતી માથે ઝીલવા, બાપા !... શિવાજીને૦

આજ માતા ચોડે ચૂમિયું રે ! બાળા ઝીલજો બેવડ ગાલ,
તે દી તારાં મોઢડાં માથે, ધુંવાધાર તોપ મંડાશે... શિવાજીને૦

આજ માતાજીની ગોદમાં રે, તુંને હૂંફ આવે આઠ પોર,
તે દી કાળી મેઘલી રાતે, વાયુ ટાઢા મોતના વાશે... શિવાજીને૦

આજ માત દેતી પાથરી રે કૂણાં ફૂલડાં કેરી સેજ,
તે દી તારી વીર-પથારી, પાથરશે વીશભૂજાળી... શિવાજીને૦

આજ માતાજીને ખોળલે રે, તારાં માથડાં ઝોલે જાય,
તે દી તારે શિર ઓશીકાં, મેલાશે તીર બંધૂકાં... શિવાજીને૦

સૂઈ લેજે મારા કેસરી રે ! તારી હિંદવાણું જોવે વાટ,
જાગી વે'લો આવ બાલુડા ! માને હાથ ભેટ બંધાવા.... શિવાજીને૦

જાગી વે'લો આવજે વીરા ! ટીલું માના લોહીનું લેવા.
શિવાજીને નીંદરું ના'વે, માતા જીજીભાઈ ઝુલાવે.
બાળુડાને માત હિંચોળે, ધણણણ ડુંગરા બોલે !

■ ■ ■

## ૨૦. આશાભર્યાં તે અમે આવીયાં

આશાભર્યાં તે અમે આવીયાં,
ને મ્હારે વ્હાલે રમાડ્યા રાસ રે
આવેલ આશાભર્યાં રે – ૧

શરદ પૂનમની રાતડી
ને ચાંદો ચઢ્યો આકાશ રે – આવેલ

વૃંદા તે વનના ચોકમાં
કાંઈ નાચે રે નંદકુમાર રે – આવેલ

વ્હાલે વગાડી વાંસળી
ને કાંઈ સુણી ધાયા સહુ લોક રે – આવેલ

જાતાં ને વળતાં થોભિયાં
કાંઈ નદીઓ કેરાં નીર રે – આવેલ

નરસૈંયાના સ્વામી શામળા
તે સદા રાખો ચરણની પાસ રે – આવેલ

– *નરસિંહ*

■ ■ ■

## ૨૧. આંખ મારી ઊઘડે ત્યાં

આંખ મારી ઊઘડે ત્યાં સીતારામ દેખું,
ધન્ય મારું જીવન, કૃપા એની લેખું – આંખ

રામકૃષ્ણ રામકૃષ્ણ રસના ઉચ્ચારે,
હરિનો આનંદ મારા અંતરે આવે – આંખ

રામાયણ ગીતા મારી અંતરની આંખો,
હરિએ દીધી છે, મને ઊડવાની પાંખો – આંખ
રામના વિચારો મારે અઢળક નાણું,
ગાવું મારે નિશદિન રામનું જ ગાણું – આંખ
પ્રભુના ભક્તો મારે સગાં ને સંબંધી
છૂટી ગ્રંથિ, તૂટી મારી માયાની બંધી – આંખ
શુદ્ધ ભક્તિ વધે મારી પૂર્ણિમા જેવી
સહુ સંતો દેજો મને આશીષ એવી – આંખ
જેણે રે શ્રીરામ ચરણ રસ ચાખ્યો
એણે રે સંસારને મિથ્યા કરી નાખ્યો – આંખ
એ રસ ધ્રુવ પ્રહ્લાદે રે ચાખ્યો,
એ રસ અંબરિષે હ્રદિયામાં રાખ્યો – આંખ
એ રસને જાણે છે શુકદેવ જોગી
એને જાણે છે પેલો નરસૈંયો ભોગી – આંખ
આંખ મારી ઊઘડે ત્યાં સીતારામ દેખું,
ધન્ય મારું જીવન કૃપા એની લેખું – આંખ

■ ■ ■

## ૨૨. જબ પ્રાણ તનસે...

ઈતના તૂ કરના સ્વામી જબ પ્રાણ તનસે નિકલે.
ગોવિંદ નામ કહકે ફિર પ્રાણ તનસે નિકલે.

શ્રી ગંગાજીકા તટ હો, યા યમુનાજીકા ઘટ હો,
મેરા સાંવરા નિકટ હો જબ પ્રાણ તનસે નિકલે.

શ્રી વૃંદાવનકા સ્થલ હો, મેરે મુખમેં તુલસીદલ હો,
વિષ્ણુચરણકા જલ હો, જબ પ્રાણ તનસે નિકલે.

સન્મુખ સાંવરા ખડા હો, બંસીકા સ્વર ભરા હો,
તીરછા ચરણ ભરા હો જબ પ્રાણ તનસે નિકલે.

શિર સોહતા મુકુટ હો, મુખડે પે કાલી લટ હો,
યહી ધ્યાન મેરે ઘટ હો જબ પ્રાણ તનસે નિકલે.

જબ કંઠ પ્રાણ આવે, કોઈ રોગ ન સતાવે,
યમદર્શન ન દીખાવે જબ પ્રાણ તનસે નિકલે.

મેરે પ્રાણ નિકલે સુખસે, તેરા નામ નિકલે મુખસે,
બચ જાઉં ઘોર દુઃખસે, જબ પ્રાણ તનસે નિકલે.

ગીતા કા જ્ઞાન તેરા, લગે ઉસમેં ધ્યાન મેરા,
હો દૂર સબ અંધેરા, જબ પ્રાણ તનસે નિકલે.

મેરી તો યે અરજ હૈ માનો તો ક્યા હરજ હૈ,
તેરી ભી યહ ફરજ હૈ જબ પ્રાણ તનસે નિકલે.

**વિદ્યાનંદકી** યહ અરજી ખુદ ગર્જકી હૈ ગરજી,
આગે તુમ્હારી મરજી જબ પ્રાણ તનસે નિકલે.

■ ■ ■

## ૨૩. ઇતની શક્તિ હમેં દેના

ઈતની શક્તિ હમેં દેના દાતા!
મન કા વિશ્વાસ કમજોર હો ના,
હમ ચલેં નેક રસ્તે પે હમસે
ભૂલકરભી કોઈ ભૂલ હો ના.
ઈતની શક્તિ હમેં દેના...

દૂર અજ્ઞાન કે હો અંધેરે,
તૂ હમેં જ્ઞાન કી રોશની દે,
હર બૂરાઈ સે બચકર રહે હમ,
જીતની ભી દે ભલી જિંદગી દે.
ઈતની શક્તિ હમેં દેના...

બૈર હો ના કિસી કા કિસી સે,
ભાવના મન મેં બદલે કી હો ના,
હમ ન સોચેં હમેં ક્યાં મિલા હૈ,
હમ યે સોચે કિયા ક્યા હૈ અર્પણ.
ઈતની શક્તિ હમેં દેના...

ફૂલ ખુશીયોં કે બાંટે સદા હમ,
સબ કા જીવન બન જાયે મધુબન;
અપની કરુણા કા જલ તું બહા કે,
કર દે પાવન હર ઈક મન કા કોના.

ઈતની શક્તિ હમેં દેના દાતા!
મન કા વિશ્વાસ કમજોર હો ના,

■ ■ ■

## ૨૪. ઊંચી મેડી તે મારા સંતની રે

ઊંચી મેડી તે મારા સંતની રે,
મેં તો મ્હાલી ન જાણી રામ - ઊંચી – ૧
અમને તેં તેડાં શીદ મોકલ્યાં રે
મારો પિંડ છે કાચો રામ
મોંઘા મૂલની મારી ચૂંદડી રે,
મેં તો મ્હાલી ન જાણી રામ - ઊંચી – ૨

અડધાં પહેર્યાં અડધાં પાથર્યાં રે,
અડધાં ઉપર ઓઢાડ્યાં રામ,
ચારે છેડે ચારે જણા ને
ડોળી ડગમગ જાયે રામ - ઊંચી – ૩

નથી તરાપો નથી તૂંબડાં રે,
નથી ઊતર્યાનો આરો રામ,
નરસિંહ મહેતાના સ્વામી શામળા રે,
પ્રભુ પાર ઉતારો રામ રામ - ઊંચી – ૪

– *નરસિંહ*

■ ■ ■

## ૨૫. એક પંખી...

એક પંખી આવીને ઊડી ગયું...
એક વાત સરસ સમજાવી ગયું.

આ દુનિયા એક પંખીનો માળો... કાયમ ક્યાં રહેવાનું છે ?
ખાલી હાથે આવ્યા એવા... ખાલી હાથે જવાનું છે,
જેને તારું માન્યું તે તો જનમ થયોને... સાંજ પડે ઊડી ગયું...
એક પંખી૦

જીવન પ્રભાતે જનમ થયો ને... સાંજ પડે ઊડી ગયું.
સગા સંબંધી માયા મૂકી... સહુ છોડી અલગ થાતું,
એકલવાયું આતમ પંખી... સાથે કાંઈ ન લઈ ગયું...
એક પંખી૦

પાંખોવાળું પંખી ઊંચે, ઊડી ગયું આ આકાશે.
ભાન ભૂલી ભટકે ભવરણમાં... માયા મૃગજળથી નાશે,
જગતની આંખો જોતી રહી ને... પાંખ વિના એ ઊડી ગયું...
એક પંખી૦

ધર્મ પુણ્યની લક્ષ્મીની ગાંઠે... સત્કર્મોનો સથવારો.
ભવસાગર તરવાને માટે... અન્ય નથી કોઈ આરો,
જતાં જતાં પંખી જીવનનો... સાચો મર્મ સમજાવી ગયું...
એક પંખી૦

■ ■ ■

## ૨૬. મેરુ તો ડગે પણ જેનાં મન ના ડગે રે

એ જી મેરુ તો ડગે પણ જેનાં મન ના ડગે રે,
ભલે ભાંગી પડે રે ભરમાન્ડ રે,
વિપત પડે પણ વણસે નહીં જે, સો હી મારાં હરિજનનાં પરમાણ રે. ...મેરુ...
ચિત્તની તો વૃત્તિ જેની સદાય જ નિરમળ રે,
વચનમાં રાખે વિશ્વાસ રે. ...મેરુ...
દાન દીયે પણ રીયે રે અજાચી રે, નવ કરે કોઈની આશ રે. ...મેરુ...
હરખ શોકની જેને હેડકી ન આવે રે, આઠે પહોર આનંદ રે,
નિત ઊઠીને રે સતસંગમાં રે, તજે માયા કેરા ફંદ રે. ...મેરુ...
તન મન ધન જેણે અરપણ કીધાં રે, નિજારી હોય નર ને નાર રે. ...મેરુ...
એકાંતે બેસીને અલખ આરાધે રે, પહોંચે મારા હરિને દુવાર રે. ...મેરુ...
સંગતું કરો તો તમે એવાની રે કરજો રે, ભજનમાં રહેજો ભરપૂર રે,
શીલવંત સાધુને ઝાઝેરી ખમાયું રે,
જેના નેણોમાં વરસે ઝાઝાં નૂર રે. ...મેરુ...
ગંગા સતી કહે ગુરુચરણે મન રે, સાચા મારા હરિ ગુરુ સંત રે.
એ જી મેરુ તો ડગે પણ જેનાં મન ના ડગે રે,
ભલે ભાંગી પડે ભરમાન્ડ રે.

— *ગંગા સતી*

■ ■ ■

## ૨૭. એવું શ્રી વલ્લભ પ્રભુ

એવું શ્રી વલ્લભ પ્રભુનું નામ અમને પ્યારું છે,
એવું શ્રી વિઠ્ઠલ પ્રભુનું નામ અમને પ્યારું છે. ટેક૦
પ્રાણ પ્યારું છે અમને અતિશે વહાલું છે.

પુષ્ટિ માર્ગ પ્રકટાવ્યો દૈત્યોનો તાપ નશાવ્યો...
એવું શ્રી વલ્લભ પ્રભુનું નામ૦

સેવા માર્ગ ચલાવ્યો ભક્તિ માર્ગ વિસ્તાર્યો...
એવું શ્રી વિઠ્ઠલ પ્રભુનું નામ૦

મેવાડ મધ્યે બિરાજે જેનું સ્વરૂપ સુંદર રાજે...
એવું શ્રી શ્રીનાથજીનું નામ૦

કાંકરોલી મધ્યે બિરાજે રૂડો રાયસાગર ગાજે...
એવું શ્રી દ્વારકાધીશનું નામ૦

ગોકુળમાં ગૌધેનચારી વૃંદાવન કુંજબિહારી...
એવું શ્રીકૃષ્ણચંદ્રનું નામ૦

■ ■ ■

## ૨૮. ઓધાજી, આજ મ્હારા વ્હાલાને

ઓધાજી આજ મારા વ્હાલાને વઢીને કહેજો
માને તો મનાવી લેજો રે – મારા...

મથુરાના રાજા થ્યા છો
અમને કેમ ભૂલી ગ્યા છો રે
માનીતીને મ્હેલે ગ્યા છો રે – મારા...

એકવાર ગોકુળ આવો
મીઠી મોરલી બજાવો,
ગાયોને સંભાળી લેજો – મારા...
વ્હાલાની મરજીમાં રે'શું,
જે જોઈએ તે લાવી દે'શું,
કુબ્જાને પટરાણી કે'શું રે – મારા...
તમે છો ભક્તોના તારણ,
એવી અમને હૈયા ધારણ
ગુણ ગાય ભગો ચારણ રે – મારા...

– *ભગો ચારણ*

■ ■ ■

## ૨૯. કભી પ્યાસે કો પાની...

કભી પ્યાસે કો પાની પિલાયા નહીં,
બાદ અમૃત પિલાનેસે ક્યા ફાયદા;
કભી ગિરતે હુએ કો ઉઠાયા નહીં,
બાદ આંસુ બહાનેસે ક્યા ફાયદા. ટેક૦
મૈં મન્દિર ગયા પૂજા આરતી કી,
પૂજા કરતે હુએ યહ ખયાલ આ ગયા,
કભી માં-બાપકી સેવા કી હી નહીં,
સિર્ફ પૂજા હી કરનેસે ક્યા ફાયદા. કભી પ્યાસે૦
ગંગા નહાને કો મૈં કાશી-હરિદ્વાર ગયા,
ગંગા નહાતે હુએ યે ખયાલ આ ગયા,
તનકો ધોયા મગર મનકો ધોયા નહીં,
બાદ ગંગા નહાનેસે ક્યા ફાયદા. કભી પ્યાસે૦

મૈંને દાન કિયા, મૈંને જપ તપ કિયા,
દાન કરતે હુએ યે ખયાલ આ ગયા,
કભી ભૂખેકો ભોજન કરાયા નહીં,
દાન લાખોકા કરનેસે ક્યા ફાયદા. કભી પ્યાસે૦

મૈંને સત્સંગ કીયા, ગુરવાણી સુની,
ગુરુ વાણીકો સુનતે યે ખયાલ આ ગયા,
દીન દુઃખીયોંકી સેવા તો કી હી નહીં,
ઐસે માનુષ જન્મસે ક્યા ફાયદા. કભી પ્યાસે૦

■ ■ ■

## ૩૦. કરી તો જુઓ રે કોઈ કરી તો જુઓ

કરી તો જુઓ રે કોઈ કરી તો જુઓ
મારો હરિ જે કરે છે, તે કોઈ કરી તો જુઓ

કાદવમાં એણે કમળ બનાવ્યું રે
સમુદ્રને હાથે કોઈ ઉલેચી તો જુઓ... મારો

બાગ-બગીચા-વાડી વનની વનરાઈ રે
ફૂલડાંમાં ફોરમ કોઈ, ભરી તો જુઓ... મારો

સૂર્ય-ચંદ્ર ને વળી ટમટમતાં તારલા રે
આકાશમાં અધ્ધર કોઈ રાખી તો જુઓ... મારો

મોહ માયાના રંગ ઘડીઘડી બદલાતા રે
મોરના પીંછામાં રંગ ભરી તો જુઓ... મારો

પવન પ્રકાશ ને મન દોડે છે વેગમાં રે
સ્થિરમાં તેને કોઈ રાખી તો જુઓ... મારો

રામફળ, સીતાફળ, જામફળ જુઓ રે
દાડમમાં દાણા કોઈ ભરી તો જુઓ... મારો

શેરડીમાં મીઠાશ ને મરચાંમાં તીખાશ રે
શ્રીફળમાં પાણી કોઈ, ભરી તો જુઓ... મારો

પાંચ તત્ત્વનું આ પૂતળું બનાવ્યું રે
પૂતળામાં પ્રાણ કોઈ, ભરી તો જુઓ... મારો

■ ■ ■

## ૩૧. કર્મો કરેલાં મુજને...

કર્મો કરેલાં મુજને નડે છે,
હૈયું હિબકા ભરીને રડે છે;
જીવવા ચાહું તો જીવાતું નથી,
મરવા મથું તો મરાતું નથી.
આ... આ... આ... ઓ... ઓ... ઓ... કર્મો કરેલાં૦

કોઈ જન્મે કરમ મેં હસીને કર્યાં,
આંસુડાં આજ મારા નયનમાં ભર્યાં;
મેં પ્રયાસો કર્યા માણવા જિંદગી,
કર્મ મુજને સફળ ન થવા દે ફરી.
આ... આ... આ... ઓ... ઓ... ઓ... કર્મો કરેલાં૦

જિંદગી ના મળે મોત આવે અગર,
મોત પણ ના મળે કર્મ તૂટ્યા વગર;
જાણ ન્હો'તી મને આ પરિણામની,
તો કરત નહિ હું સંગત બૂરા કામની.
આ... આ... આ... ઓ... ઓ... ઓ... કર્મો કરેલાં૦

■ ■ ■

## ૩૨. કાનુડો ન જાણે મારી પ્રીત

કહાનુડો શું જાણે મારી પ્રીત? બાઈ! અમે બાળકુંવારાં રે. ધ્રુ.

જળ રે જમુનાનાં અમે ભરવાને ગઈ 'તી રે
કહાનુડે ઉડાડ્યાં આછાં નીર, ઊડ્યાં ફરરરર રે. ૧

જમુનાના કાંઠે વ્હાલે રાસ રચ્યો છે રે,
સોળસેં ગોપીનાં ખેંચ્યાં ચીર, ફાટ્યાં ચરરરર રે. ૨

હું તો વરણાગી, કાના! તારા રે નામની રે,
કાનુડે તાણી માર્યાં તીર, વાગ્યાં અરરર રે. ૩

**બાઈ મીરાં** કે પ્રભુ ગિરિધર નાગર,
કાનુડે બાળીને કીધાં ખાખ, ઊડી ફરરરર રે. ૪

– ***મીરાં***

■ ■ ■

## ૩૩. પંખીડાંનો મેળો

કોઈ આજ જશે, કોઈ કાલ જશે, આ તો પંખીડાંનો મેળો,
માટે ભજી લો દીન-દયાળ, આ તો પંખીડાંનો મેળો.

આ તો પંખીડાનો મેળો, આ તો યુગદર્શનનો મેળો,
કોઈ આજ જશે કોઈ કાલ, આ તો પંખીડાંનો મેળો.

સૌએ ઋણાનુબંધે મળિયાં, કોઈ જનમનાં સુકૃત ફળિયાં,
જેવાં આવ્યાં તેવાં જાય, આ તો પંખીડાંનો મેળો.

માયાનો આ ખેલ છે ખોટો, કાયા પાણીનો પરપોટો,
ક્યારે ફૂટે એ કહી ન શકાય, આ તો પંખીડાંનો મેળો.

સાથે ન આવ્યું કે ન આવે, સૌએ સૌના રસ્તે જાય,
જેવાં વાદળિયાં વીખરાય, આ તો પખીડાંનો મેળો.

મળિયો માનવ જનમ અણમોલ, આવી હરિ ભજનમાં ડોલો;
શંકર અમૃતવાણી ગાય, આ તો પંખીડાંનો મેળો.

કોઈ આજ જશે કોઈ કાલ, આ તો પંખીડાંનો મેળો.

— *શંકર*

■ ■ ■

## ૩૪. કોણ કહે છે જગતમાં જગદીશની...

કોણ કહે છે જગતમાં જગદીશની હસ્તી નથી
હસ્તી નથી એ વાત હૈયામાં ઠસતી નથી
ઠસતી નથી કારણ કે મૂર્તિ હૈયાથી ખસતી નથી
ખસતી નથી એ ભક્તથી પણ બીજાને સસ્તી નથી
સસ્તી નથી કારણ કે એના જીવનમાં મસ્તી નથી
મસ્તી વિનાના માનવીની કાયા પણ હસતી નથી
હસતી નથી કાયા અને જીભ નામ પણ ભસતી નથી
ભસતી નથી ભલે રામભક્ત કહે જબરજસ્તી નથી

■ ■ ■

## ૩૫. મોરલી ક્યાં રે વગાડી

ખમ્મા મારા નંદજીના લાલ, મોરલી ક્યાં રે વગાડી.
ગોપીઓ દોડી દોડી જાય, મોરલી ક્યાં રે વગાડી.

હું તો સૂતી'તી મારા શયન ભવનમાં,
સાંભળ્યો મેં મોરલીનો નાદ, મોરલી ક્યાં વગાડી.

એ રે મોરલીએ મન મારું મોહ્યું,
મેલ્યાં છે ઘર ને બાર, મોરલી ક્યાં વગાડી.

બેડું મેલ્યું છે મેં તો, સરોવર ઝૂલતું,
ઇંઢોણી આંબા ડાળ, મોરલી ક્યાં વગાડી.

છાશ મેલી છે મેં તો, ગોળીએ ઝૂલતી,
માખણ મીંદડાં ખાય, મોરલી ક્યાં વગાડી.

દળણું મેલ્યું છે મેં તો ઘંટીએ ઝૂલતું,
લોટ બધો કૂતરાં ખાય, મોરલી ક્યાં વગાડી.

છોકરાં મેલ્યાં છે મેં તો, પારણિયે ઝૂલતાં,
રોતાં મૂક્યાં છે નાનેરાં બાળ, મોરલી ક્યાં વગાડી.

આંધણ મૂક્યાં છે મેં તો ચૂલા ઉપર ઝૂલતાં,
આંધણિયાં ઉભરાઈ જાય, મોરલી ક્યાં વગાડી.

રસોઈ કરતી ને ઘેલી ઘેલી ફરતી,
આકુળવ્યાકુળ મન થાય, મોરલી ક્યાં વગાડી.

ભાણું પિરસાવીને, હું તો જમવાને બેઠી,
ભોજનિયાં ઠરી ઠરી જાય, મોરલી ક્યાં વગાડી.

મહેતા નરસૈંયાના, સ્વામી શામળિયા,
વ્હાલે રમાડ્યા રાસ, મોરલી ક્યાં વગાડી.

**– નરસિંહ**

■ ■ ■

## ૩૬. ગોવિંદો પ્રાણ અમારો

ગોવિંદો પ્રાણ અમારો રે, મુને જગ લાગ્યો ખારો રે.
મુને મારો રામજી ભાવે રે, બીજો મારી નજરે ન આવે રે. (ટેક)

મીરાંબાઈના મહેલમાં રે, હરિ સંતનનો વાસ;
કપટીથી હરિ દૂર વસે રે, મારા સંતન કેરી પાસ. ગો૦

રાણોજી કાગળ મોકલે રે, દેજો મીરાંને હાથ;
સાધુની સંગત છોડી દો, તમે વસોને અમારી સાથ. ગો૦

મીરાંબાઈ કાગળ મોકલે રે, દેજો રાણાને હાથ;
સાધુની સંગત નહીં છોડું રે, નહીં રહું તમારી સાથ. ગો૦

મીરાંબાઈ કાગળ મોકલે રે, દેજો રાણાને હાથ;
રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ. ગો૦

વિષનો પ્યાલો રાણે મોકલ્યો રે, દેજો મીરાંને હાથ;
અમૃત કરી મીરાં પી ગયાં રે, જેનો હરિએ ઝાલ્યો હાથ. ગો૦

મીરાંબાઈ કાગળ મોકલે રે, દેજો રાણાને હાથ;
સાધુની સંગત નહીં છોડું રે, નહીં રહું તમારી સાથ. ગો૦

સાંઢવાળા સાંઢ શણગારજે રે, જાવું સો સો કોશ;
રાણાજીના દેશમાં રે મારે, જળ રે પીવાનો દોષ. ગો૦

ડાબો મેલ્યો મેવાડને રે, મીરાં ગઈ પશ્ચિમ માંય;
સરવે છોડી મીરાં નીસર્યાં, જેનું માયામાં મનડું ન કાંય. ગો૦

સાસુ અમારી સુષુમણા રે, સસરો પ્રેમ સંતોષ;
જેઠ જગજીવન જગમાં મારો, નાવલિયો નિર્દોષ. ગો૦

ચૂંદડી ઓઢું રે ત્યારે રંગ ચૂવે રે, રંગબેરંગી હોય;
ઓઢું હું કાળો કામળો રે, દૂજો ડાઘ ન લાગે કોય. ગો૦

મીરાં હરિની લાડલી રે, રહેતી સંત હજૂર;
સાધુ સંગાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દિલ દૂર. ગો૦

■ ■ ■

## ૩૭. છોટી છોટી ગૈયા ઔર છોટે છોટે ગ્વાલ

છોટી છોટી ગૈયા ઔર છોટે છોટે ગ્વાલ
છોટો સો મેરો મદનગોપાલ
કહાં રહતી ગૈયા ને કહાં રહેતા ગ્વાલ
કહાં રહે મેરો મદનગોપાલ... છોટી છોટી...

નંદપોલ મેં ગૈયા રહેતી, ઝૂંપડીમેં ગ્વાલ
વૈષ્ણવોકે દિલમાં રહેતો મદનગોપાલ... છોટી છોટી...

ક્યા ખાયે ગૈયા ને ક્યા ખાયે ગ્વાલ, ક્યા ખાતો મેરો મદનગોપાલ
ઘાસ ખાયે ગૈયા ને રોટી ખાયે ગ્વાલ
માખન મિશ્રી ખાય મેરો મદનગોપાલ... છોટી છોટી...

ક્યા ઓઢે ગૈયા ને ક્યા ઓઢે ગ્વાલ, ક્યા ઓઢે મેરો મદનગોપાલ
ઝૂલ ઓઢે ગૈયા ને કંબલ ઓઢે ગ્વાલ
કાલી કામલી ઓઢે મેરો મદનગોપાલ... છોટી છોટી...

કૈસે ચલે ગૈયા ને કૈસે ચલે ગ્વાલ, કૈસે ચલત મેરો મદનગોપાલ
ધીરે ચલે ગૈયા ને નાચેકૂદે ગ્વાલ
ઠુમ્મક ઠુમ્મક ચલે મેરો મદનગોપાલ... છોટી છોટી...

કિસકે સંગ ગૈયા ને કિસકે સંગ ગ્વાલ, કિસકે સંગ રહે મેરો મદનગોપાલ
ગ્વાલ સંગ ગૈયા ને ગોપાલ સંગ ગ્વાલ
વૈષ્ણવો કે સંગ રહે મેરો મદનગોપાલ... છોટી છોટી...

ક્યા દેતી ગૈયા ને ક્યા દેતો ગ્વાલ, ક્યા દેતો મેરો મદનગોપાલ..
દૂધ દેતી ગૈયા, પ્રેમ દેતો ગ્વાલ,
અપનો દર્શન દેતો મેરો મદનગોપાલ... છોટી છોટી...

■ ■ ■

## ૩૮. નાગદમન

જળકમળ છાંડી જાને બાળા, સ્વામી અમારો જાગશે;
જાગશે ત્હને મારશે, મ્હને બાળહત્યા લાગશે. ટેક૦

કહેરે બાળક તું મારગ ભૂલ્યો, કે તારા વેરીએ વળાવિયો ?
નિશ્ચે ત્હારો કાળ જ ખૂટ્યો, અહીંયાં તે શીદ આવિયો ?

નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરીએ વળાવિયો;
મથુરા નગરીમાં જુગટું રમતાં, નાગનું શીશ હું હારિયો.

રંગે રૂડો રૂપે પૂરો, દીસંતો કોડીલો કોડામણો;
ત્હારી માતાએ કેટલા જન્મ્યા, ત્હેમાં તું અળખામણો ?

મ્હારી માતાએ બેઉ જનમિયા ત્હેમાં હું નટવર ન્હાનડો;
જગાડ ત્હારા નાગને, મ્હારું નામ કૃષ્ણ કહાનડો.

લાખ સવાનો મ્હારો હાર આપું, આપું રે તુજને દોરીઓ;
એટલું મ્હારા નાગથી છાનું આપું તુજને ચોરીઓ;

શું કરું નાગણ હાર ત્હારો, શું કરું ત્હારો દોરીઓ ?
શાને કાજે નાગણ ત્હારે, કરવી ઘરમાં ચોરીઓ ?

ચરણ ચાંપી મૂંછ મરડી, નાગણે નાગ જગાડિયો;
"ઊઠોને બળવંત કોઈ, બારણે બાળક આવિયો."

બેઉ બળિયા સાથે વળગિયા શ્રીકૃષ્ણ કાળિનાગ નાથિયો;
સહસ્ર ફેણાં ફૂંફવે જેમ, ગગન ગાજે હાથિયો.

નાગણ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે;
મથુરા નગરીમાં લઈ જશે, પછી નાગનું શીશ કાપશે.

બેઉ કર જોડી વીનવે, "સ્વામી ! મૂકો અમારા કંથને;
અમે અપરાધી કાંઈ ન સમજ્યાં, ન ઓળખ્યા ભગવંતને."

થાળ ભરી રત્ન-મોતીએ શ્રીકૃષ્ણને રે વધાવિયો;
નરસૈંયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવિયો.

■ ■ ■

## ૩૯. જાગને જાદવા...

(પ્રભાતિયું)

જાગને જાદવા, કૃષ્ણ ગોવાળિયા,
તુજ વિના ધેનમાં કોણ જાશે ?

ત્રણસેં ને સાઠ ગોવાળ ટોળે મળ્યા,
વડો રે ગોવાળિયો કોણ થાશે ?

દહીં તણાં દહીંથરાં, ઘીતણાં ઘેબરાં,
કઢિયેલાં દૂધ તે કોણ પીશે ?

હરિ તાર્યો હાથિયો, કાળિનાગ નાથિયો,
ભૂમિનો ભાર તે કોણ લેશે ?

જમુનાને તીરે, ગૌધણ ચરાવતાં,
મધુર શી મોરલી કોણ વહાશે ?

ભણે **નરસૈંયો** તારા ગુણ ગાઈ રીઝીએ,
બૂડતાં બાંહ્યડી કોણ સહાશે ?

■ ■ ■

## ૪૦. જાગીને જોઉં તો

(રાગ : આસા માંડ–ઝપતાલ)

જાગીને જોઉં તો જગત દીસે નહિ,
ઊંઘ મહીં અટપટા ભોગ ભાસે;

ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે,
બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે. (ટેક)

પંચ મહાભૂત પરિબ્રહ્મ વિષે ઊપજ્યાં,
અણુ અણુમાંહી રહ્યાં રે વળગી;
ફૂલ ને ફળ તે તો વૃક્ષનાં જાણવાં,
થડ થકી ડાળ તે નહિ રે અળગી. જાગી૦

વેદ તો એમ વદે, શ્રુતિ–સ્મૃતિ સાખ દે,
કનક કુંડળ વિષે, ભેદ ન હોયે;
ઘાટ ઘડિયા પછી નામરૂપ જૂજવાં,
અંતે તો હેમનું હેમ હોયે. જાગી૦

જીવ ને શિવ તો, આપ ઈચ્છાએ થયા,
રચી પરપંચ ચૌદ લોક કીધા;
ભણે **નરસૈંયો** એ 'તે જ તું' તે જ હું,
એને સમર્યાથી કંઈક સંત સીધ્યા. જાગી૦

■ ■ ■

## ૪૧. જીવ તું શીદને

જીવ તું શીદને ચિંતા કરે ? કૃષ્ણને કરવું હોય તે કરે,
તું અંતર ઉદ્વેગ કરે, તેથી કારજ શું સરે,
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને૦

દોરી સર્વની એના હાથમાં, ભરાવ્યું ડગલું ભરે,
જેવો મંત્ર વગાડે જંત્રી, તેવાં સ્વર નીસરે. કૃષ્ણને૦

જેવું જેટલું જે જેમ કાળે, તે તને કર કરે,
એમાં ફેર પડે નહિ કોઈથી, શીદ કુટાઈને મરે ? કૃષ્ણને૦

તારું ધાર્યું થાય એટલું, હરિ-ઈચ્છા અનુસરે,
સદા કાળ એ રીતે નભે નહિ, હું પણ શીદ તું ધરે. કૃષ્ણને૦

થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનિષદ ઓચરે,
રાખ ભરોસો રાધા વરનો, દયા તું શીદને ડરે. કૃષ્ણને૦

■ ■ ■

## ૪૨. જીવ શાને ફરે છે ગુમાનમાં

જીવ શાને ફરે છે ગુમાનમાં (૨) તારે રહેવું ભાડાના મકાનમાં
રોજ મ્હાલે છે એશઆરામમાં (૨) તારે રહેવું ભાડાના મકાનમાં

માને મારું મકાન-કીધું રંગ ને રોગાન
જાણે કાયમ લીધું છે, વેચાણમાં (૨) તારે – જીવ

રાખે એવો રૂઆબ, જાણે મોટો નવાબ
કાળ આવી કહેશે તારા કાનમાં (૨) તારે – જીવ

લેશે જમડા ઝાલી કરો પળમાં ખાલી
તારું ડહાપણ નહિ આવે કામમાં (૨) તારે – જીવ

થશે હુકમનામું નહિ ચાલે બ્હાનું
તને સંતો ચેતાવે સાનમાં (૨) તારે – જીવ

■ ■ ■

## ૪૩. જીવન અંજલિ થાજો

જીવન અંજલિ થાજો, મારું જીવન અંજલિ થાજો !
ભૂખ્યાં કાજે ભોજન બનજો તરસ્યાંનું જળ થાજો;
દીન દુખિયાનાં આંસુ લો'તાં અંતર કદી ન ધરજો !
...મારું જીવન૦

સકની કાંટાળી કેડી પર પુષ્પ બની પથરાજો,
ઝેર જગતનાં જીરવી અરવી, અમૃત ઉરનાં પાજો !
...મારું જીવન૦

વણ થાક્યાં ચરણો મારાં નિત તારી સમીપે ધાજો,
હૈયાના પ્રત્યેક સ્પંદને તારું નામ રટજો !
...મારું જીવન૦

વમળોની વચ્ચે નૈયા મુજ, હાલક ડોલક થાજો,
શ્રદ્ધા કેરો દીપક મારો, ના કદિયે ઓલવાજો !
...મારું જીવન૦

– કરશનદાસ માણેક

■ ■ ■

## ૪૪. આ આંખોને શું કહેવું !

જુએ નહિ, જે જોવા જેવું; જુએ, ન જોવા જેવું !
આ આંખોને શું કહેવું !

મુક્તિનો મહેરામણ ઘૂઘવે તે દિશ લેશ ન વહેવું;
રંગરૂપના રમ્ય પિંજરે ગમે પુરાઈ રહેવું !
આ આંખોને શું કહેવું !

અબુઝપણું એ અવળચંડીનું સહેતાં ક્યાં લગી રહેવું,
છેલ્લે શ્વાસે રહ્યું ટિંગાઈ પ્રાણતણું પારેવું !
આ આંખોને શું કહેવું !

– કરશનદાસ માણેક

■ ■ ■

## ૪૫. જૂનું તો થયું

જૂનું તો થયું રે દેવળ જૂનું તો થયું;
મારો હંસલો નાનો ને દેવળ જૂનું તો થયું .... ધ્રુ. ૧

આ રે કાયા રે હંસા, ડોલવાને લાગી રે,
પડી ગયા દાંત, માંયલી રેખું તો રહી .... મારો ૨

તારે ને મારે હંસા, પ્રીત્યું બંધાણી રે;
ઊડી ગયો હંસ, પીંજર પડી તો રહ્યું .... મારો ૩

બાઈ મીરાં કે પ્રભુ ગિરધર નાગર
પ્રેમનો પિયાલો તમને પાઉં ને પીઉં .... મારો ૪

— *મીરાં*

■ ■ ■

## ૪૬. ઈશ્વર ઉપર શ્રદ્ધા

જે ગમે જગદ્‌ગુરુ દેવ જગદીશને,
તે તણો ખરખરો ફોક કરવો;
આપણો ચિંતવ્યો અર્થ કંઈ નવ સરે,
ઊગરે એક ઉદ્વેગ ધરવો. જે ગમે૦

હું કરું હું કરું એ જ અજ્ઞાનતા,
શકટનો ભાર જેમ શ્વાન તાણે;
સૃષ્ટિ મંડાણ છે, સર્વ એણી પેરે,
યુક્તિ જોગેશ્વરા કોઈક જાણે. જે ગમે૦

નીપજે નરથી તો કોઈ ન રહે દુ:ખી,
શત્રુ મારીને સૌ મિત્ર રાખે;
રાય ને રંક કોઈ દ્રષ્ટે આવે નહિ,
ભવન ભવન પર છત્ર દાખે. જે ગમે૦

ઋતુલતા પત્ર ફળ ફૂલ આપે યથા,
માનવી મૂર્ખ મન વ્યર્થ શોચે;
જેહના ભાગ્યમાં જેહને જે લખ્યું,
તેહને તે સમે તે જ પહોંચે. જે ગમે૦

સુખ સંસારી મિથ્યા કરી માનજો,
કૃષ્ણ વિના બીજું સર્વ કાચું;
જુગલ કર જોડી **નરસૈંયો** એમ કહે,
જન્મ પ્રતિજન્મ હરિને જ જાચું. જે ગમે૦

■ ■ ■

## ૪૭. એ ઘર આવે છે ભગવાન

જેના ઘરમાં ભક્તિ ને જ્ઞાન
જ્યાં છે સંત તણા સન્માન
એ ઘર આવે છે ભગવાન... ટેક

ઘરના સઘળાં સંપીને રહેતાં
એકબીજાને દોષ ન દેતા
નાના-મોટા સર્વ સમાન... એ ઘર૦

એકબીજાનું હિત વિચારી
મીઠી વાણીને ઉચારી
રાખે સ્વધર્મ કેરું ધ્યાન... એ ઘર૦

માતાપિતા તણા શુદ્ધ આચારો
બાળકમાં ઊતરે છે સંસ્કારો
એ છે કુટુંબ, ગણો ઉદ્યાન... એ ઘર૦

એની સુવાસ વિશ્વે વ્યાપે
દેવો આવી થાણું સ્થાપે
ગોવિંદ એ ઘર સ્વર્ગ સમાન... એ ઘર૦

■ ■ ■

## ૪૮. જેના મુખમાં રામનું નામ નથી

જેના મુખમાં રામનું નામ નથી,
તેનો મનુષ્ય તણો અવાતર નથી
જેને હરિ કીર્તનમાં પ્રેમ નથી,
તેને શ્રી હરિ કેરી રેણ્ય નથી.
જેના મુખમાં રામનું નામ નથી

જેને સંતસેવામાં ભાવ નથી,
તેનું આ જગમાં માન નથી
જેની સેવામાં શાલિગ્રામ નથી.
તેને વૈકુંઠમાં વિશ્રામ નથી
જેના મુખમાં રામનું નામ નથી

જેને ખરા ખોટાનું ભાન નથી
તે સમજ્યા ખરા પણ, સાન નથી.
જેના રુદિયામાં પ્રભુ રામ નથી.
તેને સંસારમાં સુખધામ નથી
જેના મુખમાં રામનું નામ નથી

જેના ઘરમાં નીતિ ધર્મ નથી,
તેના ઘરમાં કશુંય મર્મ નથી,
જેના મુખમાં સીતા રામ નથી,
તેના અંતરમાં આરામ નથી
જેના મુખમાં રામનું નામ નથી

■ ■ ■

## ૪૯. તેથી શું થયું ?

જ્યાં લગી આત્મા-તત્ત્વ ચીંન્યો નહિ,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી,
માનુષા-દેહ તારો એમ એળે ગયો
માવઠાની જેમ વૃષ્ટિ વૂઠી.
શું થયું સ્નાન, પૂજા ને સેવા થકી,
શું થયું ઘેર રહી દાન દીધે?
શું થયું ધરી જટા ભસ્મ લેપન કર્યે
શું થયું વાળ લોચન કીધે?
શું થયું તપ ને તીરથ કીધા થકી
શું થયું માળા ગ્રહી નામ લીધે?
શું થયું તિલક ને તુલસી ધાર્યા થકી,
શું થયું ગંગાજળપાન કીધે?
શું થયું વેદ વ્યાકરણ વાણી વધે
શું થયું રાગ ને રંગ જાણ્યે?
શું થયું ખટ દરશન સેવ્યા થકી
શું થયું વરણના ભેદ આણ્યે?

એ છે પરપંચ સહી પેટ ભરવા તણા
આતમારામ પરિબ્રહ્મ ન જોયો;
ભણે નરસૈયો કે તત્ત્વ-દર્શન વિના
રત્ન-ચિંતામણિ જન્મ ખોયો.

■ ■ ■

## ૫૦. ઝૂલણ મોરલી વાગી રે

ઝૂલણ મોરલી વાગી રે રાજાના કુંવર !
હાલોને જોવા જંઈયે રે, મોરલી વાગી રે, રાજાના કુંવર ! ઝૂલણ૦

ચડવા તે ઘોડો હંસલો રે, રાજાના કુંવર !
પિત્તળિયાં પલાણ રે, મોરલી વાગી રે, રાજાના કુંવર ! ઝૂલણ૦

બાંયે બાજુબંધ બેરખા રે, રાજાના કુંવર !
દશે આંગળીએ વેઢ રે, મોરલી વાગી રે, રાજાના કુંવર ! ઝૂલણ૦

માથે મેવાડી મોડિયો રે રાજાના કુંવર !
ખભે ખંતીલો ખેસ રે, મોરલી વાગી રે, રાજાના કુંવર ! ઝૂલણ૦

પગે રાઠોડી મોજડી રે, રાજાના કુંવર !
ચાલે મટકતી ચાલ્ય રે, મોરલી વાગી રે,રાજાના કુંવર ! ઝૂલણ૦

■ ■ ■

## ૫૧. તમે ત્રણ વાત રાખજો યાદ

તમે ત્રણ વાતો રાખજો યાદ,
જીવનમાં લાવવા મીઠો સ્વાદ... તમે૦

પ્રભુને સ્મરજો શ્વાસે શ્વાસ,
સૂતાં ઊઠતાં જમતાં ખાસ,
જીવન ગણજો પ્રભુનો પ્રસાદ... તમે૦

પ્રભાતે ઊઠતાંની સંગાથ
નીરખજો નિજનો જમણો હાથ;
સુણજો ઋષિ-મુનિઓનો સાદ... તમે૦

કરના મૂળમાં શારદા માત,
આંગળીએ લક્ષ્મી છે સાક્ષાત્;
હથેળીએ હરિ સદા હયાત... તમે૦

ભોજન માનજો પ્રભુનો પ્રસાદ,
આવશે તેથી મીઠો સ્વાદ;
જમતાં કરજો કનૈયાને યાદ... તમે૦

સૂતાં પહેલાં સ્મરજો રામ,
ઈશના ખોળે ખરો આરામ,
તન-મન ધરજો પ્રભુને કાજ;
તમે ત્રણ વાતો રાખજો યાદ... તમે૦

■ ■ ■

## ૫૨. ભાવે ભજી લ્યો ભગવાન

તમે ભાવે ભજી લ્યો ભગવાન જીવન થોડું રહ્યું
કંઈક જીવનનું કરો કલ્યાણ જીવન થોડું રહ્યું

તમે દીધેલ કોલ કેમ ભૂલી ગયા?
જૂઠી માયાના મોહમાં ઘેલા થયા.
ચેતો ચેતો શું ભૂલ્યા છો ભાન... જીવન

બાળપણ ને જુવાનીમાં અડધું ગયું
નથી ભક્તિના મારગમાં પગલું ભર્યું
હવે બાકી છે તેમાં દ્યો ધ્યાન... જીવન

પછી ઘડપણમાં ગોવિંદ ગવાશે નહીં
લોભ વૈભવ ને ધન તજાશે નહીં
બનો આજથી પ્રભુના ગુલામ... જીવન

જરા ચેતો ને ભક્તિનું ભાથું ભરો
કંઈક ડર તો પ્રભુજીનો દિલમાં ધરો
છીએ થોડા દિવસના મહેમાન... જીવન

બધા આળસમાં દિવસો વીતી જશે
નહિ ચાલે તમારું તોફાન... જીવન

એક જ કહેવું બાળકનું દિલમાં ધરો
ચિત રાખી ભગવાનને ભાવે ભજો
ધરો ધરો પ્રભુજીનું ધ્યાન... જીવન

■ ■ ■

## ૫૩. જનની તારો જય જયકાર

તારો જય જયકાર જનની ! તારો જય જયકાર – ટેક

ધજા કુસુંબી તુજ ફરતી રહી, જગ અંદરને બહાર,
ઋષિવર મુનિવર કદી ન પામ્યા, ગુણતણો તુજ પાર. – જનની૦

રૂપ ઉમાનું ધરી તેં હરને અર્પી વિભૂતિ અપાર,
લક્ષ્મીરૂપે લાલન તુજ કરીને હરિ પાળે સંસાર. – જનની૦

વાણીથી તેં દીધો વિધિને સર્જનનો અધિકાર,
તુજ સત્તા વિણ પાન ન હાલે તું વિણ જગનિઃસાર. – જનની૦

તુજ જ્યોતિથી જગમાં ઊજળાં, ફરતાં નરને નાર,
નાચે તું જ અખિલેશ્વરી તો સંકટનો શો ભાર. – જનની૦

તુજ પદ મસ્તી ગણતી સસ્તી સુરપતિ પદવી હજાર,
તુજ મંગલ હાસ્યે વસી માડી ! સિદ્ધિ અપરં પાર. – જનની૦

અમી દૃષ્ટિથી નિહાળી તુજ સુત, સર્વ વિપત્તિ વિદાર,
દાસ છું તારા ચરણકમળનો સંસૃતિ પાર ઉતાર. – જનની૦

*– કૈશિકરામ વિદગહરરામ મહેતા*

■ ■ ■

## ૫૪. તાલીઓના તાલે ગોરી

તાલીઓના તાલે ગોરી ગરબે ઘૂમી ગાય રે,
પૂનમની રાત... ઊગી પૂનમની રાત.

આસમાની ચૂંદડીમાં, લહેરણિયાં લ્હેરાય રે,
પૂનમની રાત... ઊગી પૂનમની રાત.

ગોરો ગોરો ચાંદલિયો ને દિલ ડોલાવે નાવલિયો,
કહેતી મનની વાત રે. . .
પૂનમની રાત... ઊગી પૂનમની રાત.

ઓરી ઓરી આવ ગોરી, ઓરી ઓરી,
ચાંદલિયો હિંચોળે હૈયા કેરી દોરી,
રાતલડી રળિયાત રે. . .
પૂનમની રાત... ઊગી પૂનમની રાત.

તાલીઓના તાલે ગોરી ગરબે ઘૂમી ગાય રે,
પૂનમની રાત... ઊગી પૂનમની રાત.

ગરબે ઘૂમો, ગોરી ગરબે ઘૂમો,
રૂમો ઝૂમો, ગોરી રૂમો ઝૂમો,
રાસ રમે જાણે શામળિયો !
જમુનાજીને ઘાટ રે...
પૂનમની રાત... ઊગી પૂનમની રાત.

તાલીઓના તાલે ગોરી ગરબે ઘૂમી ગાય રે,
પૂનમની રાત... ઊગી પૂનમની રાત.

■ ■ ■

## ૫૫. તેને કોણ શકે કહો, તારી ?

તેણે કોણ શકે કહો, તારી,
તરવાની વૃત્તિને જેણે,
હૃદયથી સાવ વિસારી,
તેને કોણ શકે કહો, તારી ?

છતે હલેસે કર ધસી બેસે,
તંદ્રા-શરણ સ્વીકારી
અનુકૂળ વાયુ તો યે જે
સઢને લિયે ઉતારી
તેને કોણ શક કહો, તારી !

— કરશનદાસ માણેક

■ ■ ■

## ૫૬. ત્યાગ ન ટકે રે

(રાગ : સારંગ, તાલ : દીપચંદી)

ત્યાગ ન ટકે રે વૈરાગ્ય વિના, કરીએ કોટિ ઉપાય જી;
અંતર ઊંડી ઈચ્છા રહે, તે કેમ કરીને તજાય જી ? (ટેક)

વેષ લીધો વૈરાગનો, દેશ રહી ગયો દૂર જી;
ઉપર વેષ અચ્છો બન્યો, માંહી મોહ ભરપૂર જી. ત્યાગ૦

કામ ક્રોધ લોભ મોહનું, જ્યાં લગી મૂળ ન જાય જી;
સંગ પ્રસંગે પાંગરે, જોગ ભોગનો થાય જી. ત્યાગ૦

ઉષ્ણ ઋતુમાં અવનિ વિષે, બીજ નવ દીસે બહાર જી;
ઘન વરસે વન પાંગરે, ઈન્દ્રિય વિકાર જી. ત્યાગ૦

ચમક દેખીને લોહ ચળે,ઈન્દ્રિય વિષય સંજોગ જી;
અણભેટ્યે રે અભાવ છે, ભેટ્યે ભોગવશે ભોગ જી. ત્યાગ૦

ઉપર તજે ને અંતર ભજે, એમ ન સરે અરથ જી;
વણસ્યો રે વર્ણાશ્રમ થકી, અંતે કરશે અનરથ જી. ત્યાગ૦

ભ્રષ્ટ થયો જોગ–ભોગથી, જેમ બગડ્યું દૂધ જી;
ગયું ઘૃત મહીં માખણ થકી, આપે થયું રે અશુદ્ધ જી. ત્યાગ૦

પળમાં જોગી ને ભોગી પળમાં, પળમાં ગૃહી ને ત્યાગીજી;
**નિષ્કુળાનંદ** કહે એ નરનો, વણસમજ્યો વૈરાગ જી. ત્યાગ૦

■ ■ ■

## ૫૭. દરશન દો ઘનશ્યામ

દરશન દો ઘનશ્યામ નાથ, મોરી અખિયાં પ્યાસી રે, (૨) દરશન દો૦
મન મંદિર કી જ્યોત જગાદો (૨) ઘટ ઘટ વાસી રે... દરશન દો૦

દ્વાર દયાકા જબ તૂ ખોલે, પંચમ સૂરમેં ગૂંગા બોલે (૨)
અંધા દેખે, લંગડા ચલકર પહોંચે કાશી રે... દરશન દો૦

નિર્બલ કે બલ ધન નિર્ધન કે (૨) તુમ રખવારે ભક્ત જનન કે,
તેરે ભજન મેં સબ કુછ પાઉં, મીટે ઉદાસી રે... દરશન દો૦

નામ જપે ઔર તુઝે ન જાને, ઉસકો ભી તુ અપના માને (૨)
તેરી દયા કા અંત નહીં હૈ, (૨) હે દુઃખનાશી રે... દરશન દો૦

મંદિર મંદિર મૂરત તેરી (૨) ફીર ભી ન દેખી સૂરત તેરી,
યુગ બીતે ના આઈ મિલનકી, પુરન માસી રે... દરશન દો૦

પાની પીકર પ્યાસ બુઝાઉં નયનન કો કૈસે સમજાઉં,
આંખમિચૌલી છોડો અબ તો મનકે બાસી રે... દરશન દો૦

કબસે ખડા હું દ્વાર તોરે, અબ તો હર દે સબ દુઃખ મોરે,
સૂરદાસ કી બિનતી સૂન લો, ઓ અવિનાશી રે... દરશન દો૦

■ ■ ■

## ૫૮. હતી કંસભુવનની કૂબરી !

દર્શનપ્યાસી શ્યામસુન્દરની રામતણી જેમ શબરી !
વિષસાગરમાં વસતી તોયે અંતર અમૃત ભરી;
પિંજરમાં પરવશ કાયા પણ મોહન મનથી વરી !
હતી કંસભુવનમાં કૂબરી !

ગોકુલમાં ગોવર્ધનધારી મુક્ત રહ્યા વિહરી,
બ્રહ્માંડો ભરી છલકે જેની અલખ અમર બંસરી !
હતી કંસભુવનમાં કૂબરી !

કંસાદેશથી કૃષ્ણ આણવા છેતરીને મધુપુરી,
જ્યારે અક્રૂર ગયા ગોકુલ તવ શોકાનંદે રડી !
હતી કંસભુવનમાં કૂબરી !

હતી ત્રિવક્રા તરુણી બની તે, મુક્ત બની કિંકરી,
અવિનાશી ઊગ્યા ને અવનિ તેજ-સરે રહી તરી !
છૂટી કંસભુવનથી કૂબરી !

– **કરશનદાસ માણેક**

■ ■ ■

## ૫૯. ધન્ય એકાદશી

ધન્ય એકાદશી એકાદશી કરીએ તો વ્રજસુખ પામીએ
મારે એકાદશીનું વ્રત સારું છે એ તો પ્રાણજીવન પ્યારું છે
એ તો વ્રજમાં લઈ જનારું છે... ધન્ય

મારે ગંગા ઘાટે જાવું છે, મારે જમુના જળમાં ન્હાવું છે
મારે ભવસાગર તરી જાવું છે... ધન્ય

મારે દશ ઈન્દ્રિય વશ કરવી છે, મારે મનમાં સ્થિરતા ધરવી છે
મારે ચિત્તશુદ્ધિ આદરવી છે... ધન્ય

મારે સમયે શરીરને કસવું છે, ઉપવાસે પ્રભુ સંગે વસવું છે
પરમારથ માંહી ઘસવું છે... ધન્ય

અંબરિષે એ વ્રત રસ પીધા છે, દંડ દુર્વાસાએ દીધા છે
રક્ષણ રખવાળાએ કીધાં છે... ધન્ય

જેણે એકાદશીનાં વ્રત કીધાં છે, પાંચ પદારથ સીધા છે
તેને પ્રભુએ પોતાના કરી લીધા છે... ધન્ય

મારે ડાકોરમાં જાવું છે, મારે ગોમતીમાં ન્હાવું છે
મારે રણછોડરાયજી નીરખવા છે... ધન્ય

જે કોઈ બાર માસ કરે એકાદશી, એના અંતરમાં વસે અવિનાશી
જે નહિ કરે તે રહેશે હાથ ઘસી... ધન્ય

■ ■ ■

## ૬૦. સત્યં પરં ધીમહિ

ધરો એ પરમ સત્યનું ધ્યાન !
સર્જન-સ્થિતિ-લય લીલા જેની, જેનામાં રમમાણ !
ધરો એ પરમ સત્યનું ધ્યાન !

સર્વજ્ઞાનમય, સ્વયંપ્રકાશિત, સર્વશક્તિ પરિધાન;
વેદ વિરિંચિમુખ વિસ્તાર્યા, કવિઓનું આહ્‌વાન !
ધરો એ પરમ સત્યનું ધ્યાન !

તેજે જળ-છળ, જળમાં સ્થળ-છળ ત્રિગુણતણુ તોફાન;
અસત છતાં સત્ ભાસે જેનું માયા-કારસ્તાન !
ધરો એ પરમ સત્યનું ધ્યાન !

માયાજાળ વણી જાતે જે થાતું અંતર્ધાન;
જાતે જાતની જ્યોતથી છતું થતું, વિલસત વિશ્વવિધાન !
ધરો એ પરમ સત્યનું ધ્યાન !

– કરશનદાસ માણેક

■ ■ ■

## ૬૧. સર્વધર્મ પ્રાર્થના

ધર્મ અમારો એક માત્ર એ સર્વ ધર્મ સેવા કરવી,
ધ્યેય અમારું છે વત્સલતા વિશ્વ મહીં એને ભરવી.

સકળ જગતની બની જનેતા વત્સલતા સહુમાં રેડું,
એજ ભાવનાના અનુયાયી બનવાનું સહુને તેડું.

ન્યાતજાતના ભેદ અમોને લેશ નથી કાંઈ આડતા,
દેશવેશના શિષ્ટાચારો વિકાસ માટે નહિ નડતા.

નિર્ભય બનીને જાન-માલની પરવા કદીએ નવ કરીએ,
મન માલિકીની વસ્તુનો મૂઢ સ્વાર્થ પણ પરહરીએ.

બ્રહ્મચર્યની જ્યોત જગાવી સત્ય પ્રભુને મંદિરિયે,
જગ સેવાને આંચ ન આવે એ વ્યવસાયો આચરીએ.

સદ્‌ગુણ સ્તુતિ કરીએ સૌની દિંથી ન્યારા રહીએ,
વ્યસનો તજીએ સદ્‌ગુણ સજીએ ટાપટીપ ખોટી તજીએ.

ખાવું, પીવું, હરવું, ફરવું, સૂવું જાગવું ને વદવું,
સર્વ ક્રિયાઓ કરતાં પહેલાં પાપ વિકારોથી ડરવું.

છતાં થાય ગફલત જે કાંઈ તે ક્ષમા માગી હળવા થઈએ,
સર્વ ક્ષેત્રમાં રહીએ તો પણ આત્મભાન નહિ વિસ્મરીએ.

– *સંતબાલજી*

■ ■ ■

## ૬૨. કાનો રમે છે મારી કેડમાં

લોકગીત

નટવર નાનો રે, કાનો રમે છે મારી કેડમાં.
નંદકુંવર, ફૂલકુંવર નાનો રે,
ગેડી-દડો કાનાના હાથમાં...નટવર...

ક્યો તો ગોરી હાલારના હાથીડા મગાવી દઉં
હાથીડાનો વો'રનાર રે,
કાનો રમે છે મારી કેડમાં...નટવર...

ક્યો તો ગોરી ઘોઘાનાં ઘોડલાં મગાવી દઉં
ઘોડલાંનો વો'રનાર રે,
કાનો રમે છે મારી કેડમાં...નટવર...

ક્યો તો ગોરી ચીતળની ચૂંદડી મગાવી દઉં.
ચૂંદડીનો વો'રનાર રે,
કાનો રમે છે મારી કેડમાં...નટવર...

■ ■ ■

## ૬૩. નહિ રે વિસારું હરિ

નહિ રે વિસારું હરિ, અંતરમાંથી
નહિ રે વિસારું હરિ. (ટેક)

જળ જમુનાનાં ભરવાને ગ્યાંતાં,
શિર પર ગાગર ધરી... અંતરમાંથી૦

આવતાં ને જાતાં, મારગ વચ્ચે,
અમુલખ વસ્તુ જડી... અંતરમાંથી૦

આવતાં ને જાતાં વૃંદા તે વનમાં,
ચરણ તમારે પડી... અંતરમાંથી૦

પીળાં પીતાંબર જરકશી જામા,
કેસર આડ કરી... અંતરમાંથી૦

મોર મુગટ ને કાને કુંડળ,
મુખ પર મોરલી ધરી... અંતરમાંથી૦

બાઈ **મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ,
વિઠ્ઠલવરને વરી... અંતરમાંથી૦

**– મીરાંબાઈ**

■ ■ ■

## ૬૪. નાગર નંદજીના લાલ

નાગર નંદજીના લાલ, (૨) રાસ રમંતાં મારી નથડી ખોવાણી
કા'ના જડી હોય તો આલ (૨) રાસ રમંતાં મારી નથડી ખોવાણી.

નાની નાની નથડી ને માંહી ઘણેરાં મોતી,
નથડી ને કારણ હું હાલું જોતી, જોતી, જોતી...

નાગર નંદજીના લાલ, (૨) રાસ રમંતાં મારી નથડી ખોવાણી.
નાની નાની નથડીની માંહી જડેલા હીરા,

નથડી આપોને મારી સુભદ્રાના વીરા, વીરા, વીરા...
નાગર નંદજીના લાલ, (૨) રાસ રમંતાં મારી નથડી ખોવાણી.

નાનેરી પહેરું તો મારે નાકે ના સોહાય,
મોટેરી પહેરું તો મારા મુખ પર ઝોલાં ખાય, ખાય, ખાય...

નાગર નંદજીના લાલ, (૨) રાસ રમંતાં મારી નથડી ખોવાણી.
આંબે બોલે કોયલડી ને વનમાં બોલે મોર,
રાધાજીની નથડીનો શામળિયો છે ચોર, ચોર, ચોર...
નાગર નંદજીના લાલ, (૨) રાસ રમંતાં મારી નથડી ખોવાણી.
નથડી કારણીએ મેં તો ઢૂંઢ્યું વૃંદાવન,
નથડી આપોને મારા પ્રાણજીવન, વન વન...
નાગર નંદજીના લાલ, (૨) રાસ રમંતાં મારી નથડી ખોવાણી...
નથડી આપોને પ્રભુ નંદના કુમાર,
નરસૈંયાના સ્વામી ઉપર, જાઉં બલિહાર, હાર, હાર...
નાગર નંદજીના લાલ, (૨) રાસ રમંતાં મારી નથડી ખોવાણી.

*– નરસિંહ મહેતા*

■ ■ ■

## ૬૫. નામ જપન ક્યો છોડ

(રાગ - બિહાગ - તીન તાલ)

નામ જપન ક્યોં છોડ દિયા ?

ક્રોધ ન છોડા, જૂઠ ન છોડા.
સત્ય વચન ક્યોં છોડ દિયા ? ધ્રુવ.

જૂઠે જગમેં દિલ લલચા કર,
અસલ વતન ક્યોં છોડ દિયા ?
કૌડી કો તો ખૂબ સમ્હાલા,
લાલ રતન ક્યોં છોડ દિયા ? (૧)

જિહિ સુમિરન તે અતિ સુખ પાવે,
સોં સુમિરન ક્યોં છોડ દિયા ?
'ખાલસ' ઈક ભગવાન ભરોસે,
તન, મન, ધન ક્યોં છોડ દિયા ? (૨)

— ખાલસ

■ ■ ■

## ૬૬. નારાયણનું નામ જ લેતાં

નારાયણનું નામ જ લેતાં, વારે તેને તજીએ રે;
મનસા વાચા કર્મણા કરીને, લક્ષ્મીવરને ભજીએ રે. (ધ્રુવ)

કુળને તજીએ, કુટુંબને તજીએ, તજીએ મા ને બાપ રે;
ભગિની સુત દારાને તજીએ, જેમ તજે કંચુકી સાપ રે. ૧

પ્રથમ પિતા પ્રહ્‌લાદે તજીઓ, નવ તજીયું હરિનું નામ રે;
ભરત શત્રુઘ્ને તજી જનેતા, નવ તજીઆ શ્રીરામ રે. ૨

ઋષિ-પત્નીએ શ્રીહરિ કાજે, તજીઆ નિજ ભરથાર રે;
તેમાં તેનું કંઈ યે ન ગયું, પામી પદારથ ચાર રે. ૩

વ્રજ વનિતા વિઠ્ઠલને કાજે, સર્વ તજીને ચાલી રે;
ભણે **નરસૈંયો** વૃન્દાવનમાં, મોહન સાથે મહાલી રે. ૪

■ ■ ■

## ૬૭. નૈયા ઝુકાવી મેં તો

નૈયા ઝુકાવી મેં તો જોજે ડૂબી જાય ના,
ઝાંખો ઝાંખો દીવો મારો જોજે રે બુઝાય ના.

સ્વાર્થનું સંગીત ચારે કોર બાજે,
કોઈ નથી કોઈનું આ દુનિયામાં આજે;
તનનો તંબૂરો જોજે બેસૂરો થાય ના. ઝાંખો...

પાપ અને પુણ્યના ભેદ રે ભૂંસાતા,
રાગ અને દ્વેષના ભેદ રે ભૂંસાતા,
જોજે આ જીવતરમાં ઝેર પ્રસરાય ના. ઝાંખો...

શ્રદ્ધાના દીવડાને જલતો જ રાખજે,
નિશદિન સ્નેહ કેરું તેલ એમાં પૂરજે;
મનના મંદિરિયામાં જોજે અંધારું થાય ના. ઝાંખો...

■ ■ ■

## ૬૮. મીરાં નાચી રે

(રાગ: માલકૌંસ)

પગ ઘૂંઘરું બાંધ મીરાં નાચીરે, પગ ઘૂંઘરું રે પગ ઘૂંઘરુ
મૈં અપને નારાયણકી બન ગઈ અબ દાસી રે... પગ ઘૂંઘરુ
લોક કહે મીરાં હો ગઈ બાવરી, સાસ કહે કુલનાસી રે... પગ ઘૂંઘરુ
લાજ ગઈ અબ, લાજ કહાઁ હૈં? મૈં ગિરધરકી પ્યાસી રે... પગ ઘૂંઘરુ
રાણાજીને ભેજો ઝહરકા પ્યાલા, પીવત મીરાં હાંસી રે... પગ ઘૂંઘરુ
મીરાં કે પ્રભુ ગિરધર નાગર સહજ મિલે અવિનાશી રે... પગ ઘૂંઘરુ

**મીરાંબાઈ**

■ ■ ■

## ૬૯. પગ મને ધોવા દ્યો રઘુરાય

પગ મને ધોવા દ્યો રઘુરાય, પગ મને ધોવા દ્યો રઘુરાય
એ જી મને શક પડ્યો, મનમાંયે, પગ મને – ૧

રામ લક્ષ્મણ જાનકીજી તીર ગંગાને જાયજી,
નાવ માગી પાર ઊતરવા (૨) ગુહ બોલ્યો ગમ ખાય - પગ મને – ૨

રજ તમારી કામણગારી, નાવ નારી થઈ જાયજી,
તો અમારા રંક જનની (૨) આજીવિકા ટળી જાય - પગ મને – ૩

જોઈ ચતુરાઈ ભીલ જનની, જાનકીજી મુસ્કાયજી,
અભણ કેવું યાદ રાખે (૨) ભણેલા ભૂલી જાય - પગ મને – ૪

પગ પખાળી નાવ હંકારી ઊતર્યા ગંગા પાર,
પાર ઊતરી પૂછીયું પ્રભુએ (૨) શી લેશો ઉતરાઈ - પગ મને – ૬

નાઈની કદી નાઈ ના લ્યે, આપણે ધંધા-ભાઈજી,
'કાગ' લ્યે નહિ ખારવાની (૨) ખારવો ઉતરાઈ - પગ મને – ૭

તમને હું ગંગા પાર કરું, પ્રભુ અમને ઉતારો ભવ પાર-
પગ મને ધોવા દ્યો રઘુરાય

– *કાગ*

■ ■ ■

## ૭૦. સુસંસ્કાર પ્રાર્થના

પરોઢિયે નિત ઊઠીને લેવું ઈશ્વર નામ,
દાતણ કરી નાહ્યા પછી કરવા પાઠ તમામ.

કહ્યું કરો માબાપનું, દો મોટાંને માન,
ગુરુને બાપ સમા ગણો, મળશે સારું જ્ઞાન.

જૂઠું કદી ના બોલવું, તજવી આળસ અંગ,
હળીમળીને ચાલવું, રાખો સારો સંગ.

આસપાસ આકાશમાં, અંતરમાં આભાસ,
ઘાસઘાસની પાસ પણ, વિશ્વપતિનો વાસ.

ભોંયમાં પેસી ભોંય રે, કરીએ છાની વાત,
ઘડીએ મનમાં ઘાટ તે, જાણે જગનો તાત.

ખાલી જગ્યા ખોળીએ, કણી મૂકવા કાજ,
ક્યાંયે જગતકર્તા વિના, ખાલી ના મળે ઠામ.

■ ■ ■

## ૭૧. પંખીડાને આ પિંજરું

પંખીડાને આ પિંજરું, જૂનું જૂનું લાગે,
બહુએ સમજાવ્યું તોયે પંખી નવું પિંજરું માગે.
પંખીડાને આ પિંજરું

ઊમટ્યો અજંપો એને પંડના રે પ્રાણનો,
અણધાર્યો કર્યો મનોરથ દૂરના પ્રયાણનો,
અણદીઠ દેશ જોવા લગન એને લાગી...
બહુ રે સમજાવ્યું...

સોને મઢેલ બાજઠિયો ને સોને મઢેલ ઝૂલો,
હીરે જડેલ વીંઝણો મોતીનો મોંઘો અણમૂલો,
પાગલ ના થઈએ ભેરૂ કોઈના રંગરાગે...
બહુ રે સમજાવ્યું...

■ ■ ■

## ૭૨. પ્રભુપ્રાર્થના (સ્તુતિ-અષ્ટક)

(છંદ : શિખરિણી તાલ-કેરવા)

પ્રભુ અંતર્યામી, જીવન જીવના દીનશરણા,
પિતા માતા બંધુ, અનુપમ સખા હિતકરણા;
પ્રભુ કીર્તિ કાંતિ, ધન વિભવ સર્વસ્વ જનનાં;
નમું છું વંદું છું વિમલમુખ સ્વામી જગતના. ૧

સહુ અદ્‌ભુતોમાં તુજ સ્વરૂપ અદ્‌ભુત નીરખું,
મહાજ્યોતિ જેવું, નયન શશી ને સૂર્ય સરખું;
દિશાની ગુફાઓ પૃથિવી ઊંડું આકાશ ભરતો,
પ્રભાતે સૌથી એ, પર પરમ તું દૂર ઊડતો. ૨

પ્રભો તું આદિ છે, શુચિ પુરુષ પુરાણ તું જ છે,
તું સૃષ્ટિ ધારે છે, સૃજન પ્રલયે નાથ તું જ છે;
અમારા ધર્મોનો, અહરનિશ ગોપાલ તું જ છે,
અપાપી પાપીનું શિવસદન કલ્યાણ તું જ છે. ૩

પિતા છે એકાકી, જડ સકળ ને ચેતન તણો,
ગુરુ છે, મોટો છે, જનકુલ તણો પૂજ્ય તું ઘણો;
ત્રણે લોક દેવા, નથી તુજ સમો અન્ય ન થશે.
વિભુ રાયા તુંથી, અધિક પછી તો કોણ જ હશે? ૪

વસે બ્રહ્માંડોમાં અમ ઉર વિષે વાસ વસતો,
તું આઘેમાં આઘે, પણ સમીપમાં નિત્ય હસતો;
નમું આત્મા ઢાળી, નમન લળતી દેહ નમજો,
નમું કોટી વારે, વળી પ્રભુ નમસ્કાર જ હજો. ૫

અસત્યો માંહેથી પ્રભુ પરમ સત્યે તું લઈ જા,
ઊંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઈ જા;
મહામૃત્યુમાંથી અમૃત સમીપે નાથ લઈ જા,
તું હીણો હું છું તો, તુજ દરસનાં દાન દઈ જા. ૬

પિતા પેલો આઘે, જગત વીંટતો સાગર રહે,
અને વેગે, પાણી સકળ નદીનાં તે ગમ વહે;
વહો એવી નિત્યે, મુજ જીવનની સર્વ ઝરણી,
દયાના પુણ્યોના તુજ પ્રભુ મહાસાગર ભણી. ૭

થતું જે કાયાથી, ઘડીક ઘડી વાણીથી ઊચરું,
કૃતિ ઈન્દ્રિયોની, મુજ મન વિષે ભાવ જ સ્મરું;
સ્વભાવે બુદ્ધિથી, શુભ અશુભ જે કાંઈક કરું,
ક્ષમા દૃષ્ટે જો જો, તુજ ચરણમાં નાથજી ધરું. ૮

— ન્હાનાલાલ

■ ■ ■

## ૭૩. પ્રભુ એટલું આપજો

પ્રભુ એટલું આપજો, કુટુંબ-પોષણ થાય,
ભૂખ્યાં કોઈ સૂવે નહિ, સાધુ સંત સમાય;
અતિથિ ભોંઠો નવ પડે, આશ્રિત ના દુભાય,
જે આવે મમ આંગણે, આશિષ દેતો જાય.

સ્વભાવ એવો આપજો, સૌ ઇચ્છે મમ હિત,
શત્રુ ઇચ્છે મિત્રતા, પડોશી ઇચ્છે પ્રીત;
વિચાર વાણી વર્તને, સૌનો યાચું પ્રેમ,
સગાં સ્નેહી ને શત્રુનું ઇચ્છું કુશળક્ષેમ.

જોવા આપી આંમખડી, સાંભળવાને કાન,
જીભ બનાવી બોલવા, ભલુ કર્યું ભગવાન;
ઓ ઈશ્વર તું એક છે, સર્જ્યો તે સંસાર,
પૃથ્વી પાણી પર્વતો તેં કીધા તૈયાર.

તારા સારા શોભીતા સૂરજને વળી સોમ,
તે તો સઘળા તેં રચ્યાં જબરૂ તારું જોમ;
અમને અદકાં જ્ઞાન ગુણ, તેનો તું દાતાર,
બોલે પાપી પ્રાણીઓ, એ તારો ઉપકાર.

કાપ ક્લેશ કંકાશને, કાપ પાપ પરિતાપ,
કાપ કુમતી કરુણા કીજે, કાપ કષ્ટ, સુખ આપ.

■ ■ ■

## ૭૪. પ્રભુજી, તુમ ચંદન

(રામ કોશિયા–તીનતાલ)

પ્રભુજી ! તુમ ચંદન હમ પાની !
જાકી અંગ અંગ બાસ સમાની ! (ધ્રુવ)

પ્રભુજી ! તુમ ઘન બન હમ મોરા,
જૈસે ચિતવત ચંદ ચકોરા. ૧

પ્રભુજી ! તુમ દીપક હમ બાતી,
જાકી જોતિ બરૈ દિનરાતી. ૨

પ્રભુજી ! તુમ મોતી હમ ધાગા,
જૈસે સોનહિ મિલત સુહાગા. ૩

પ્રભુજી ! તુમ સ્વામી હમ દાસા,
ઐસે ભક્તિ કરે **રૈ દાસા.** ૪

■ ■ ■

## ૭૫. પ્રભુજીને પડદામાં રાખ મા

પ્રભુજીને પડદામાં રાખ મા પૂજારી!
તારા આતમને ઓઝલમાં રાખ મા... (ટેક)

વાયુ વીંઝાશે ને દીવડો હોલાશે એવી
ભીતી વંટોળિયાની રાખ મા;
આડે ઊભો છે તારો દેહ અડીખમ,
ભળી જાશે એ ખાખમાં...પૂજારી. (૧)

ઊડી ઊડીને આવ્યાં પંખી હિમાળેથી
થાક ભરેલો એની પાંખમાં;
સાત સમંદર પાર કર્યા એનું
નથી રે ગુમાન એની આંખમાં...પૂજારી. (૨)

આંખનાં રતન તારાં છોને હોલાયે,
છોને હીરા લૂંટાયા તારા લાખના;
હૈયાનો હીરો તારો નહિ રે લૂંટાય કો'થી,
ખોટા હીરાને ખેંચી રાખ મા...પૂજારી. (૩)

■ ■ ■

## ૭૬. પ્રેમળજ્યોતિ

(રાગ મ્હાડ)

પ્રેમળજ્યોતિ તારો દાખવી
મુજ જીવન-પંથ ઉજાળ.

દૂર પડ્યો નિજ ધામથી હું ને ઘેરે ઘન અંધાર,
માર્ગ સૂઝે નવ ઘોર રજનીમાં, નિજ શિશુને સંભાળ,
મારો જીવન-પંથ ઉજાળ... ૧

ડગમગતો પગ રાખ તું સ્થિર મુજ, દૂર નજર છો ન જાય,
દૂર માર્ગ જોવા લોભ લગીર ન, એક ડગલું બસ થાય,
મારે એક ડગલું બસ થાય... ૨

આજ લગી રહ્યો ગર્વમાં હું ને માગી મદદ ન લગાર,
આપ-બળે માર્ગ જોઈને ચાલવા હામ ધરી મૂઢ બાળ,
હવે માગું તુજ આધાર... ૩

ભભકભર્યા તેજથી હું લોભાયો, ને ભય છતાં ધર્યો ગર્વ,
વીત્યાં વર્ષો ને લોપ સ્મરણથી સ્ખલન થયાં જે સર્વ,
મારે આજ થકી નવું પર્વ... ૪

તારા પ્રભાવે નિભાવ્યો મને, પ્રભુ! આજ લગી પ્રેમભેર,
નિશ્ચે મને તે સ્થિર પગલેથી ચલવી પહોંચાડશે ઘેર,
દાખવી પ્રેમળ જ્યોતિની સેર... ૫

કર્દમભૂમિ કળણભરેલી, ને ગિરિવર કેરી કરાડ,
ધસમસતા જળ કેરા પ્રવાહો, સર્વ વટાવી કૃપાળ,
મને પહોંચાડશે નિજ દ્વાર... ૬

રજનિ જશેને પ્રભાત ઊજળશે, ને સ્મિત કરશે પ્રેમાળ,
દિવ્યગણોનાં વદન મનોહર, મોર હૃદયે વસ્યાં ચિરકાળ,
જે મેં ખોયાં હતાં ક્ષણ વાર... ૭

– નરસિંહરાવ દિવેટીઆ

■ ■ ■

## ૭૭. પ્રેમની પ્રેમની પ્રેમની

પ્રેમની પ્રેમની પ્રેમની રે, મને લાગી કટારી પ્રેમની;
જળ જમુનાનાં ભરવા ગ્યાં'તાં, હતી ગાગર માથે હેમની રે.
કાચે તે તાંતણે હરજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમની રે.
**મીરાં** કહે પ્રભુ ગિરધરના ગુણ, શામળા સૂરત શુભ એમની રે.

■ ■ ■

## ૭૮. પાની મેં મીન

પાનીમેં મીન પિયાસી, મોહે દેખત આવે હાંસી રે. (ટેક)
આત્મજ્ઞાન બિના નર ભટકે, કોઈ મથુરા કોઈ કાશી રે. પાનીમેં૦
જોગી હોકર બસે જંગલ મેં, બનબન ફિરે ઉદાસી રે. પાનીમેં૦
કસ્તૂરી મૃગનાભિ બસત હૈં, ઢૂંઢત હૈ બન ઘાસી રે. પાનીમેં૦
પોથી પઢ પઢ પંડિત હુવે, તોયે ન મિલે અવિનાશી રે. પાનીમેં૦
મસ્જિદ ચઢ કર મુલ્લાં પુકારે, તોયે ન મિટે જમ-ફાંસી રે. પાનીમેં૦
કહત **કબીર** સુનો ભાઈ સાધુ, ગુરુ બિન ન ટળે ચોરાસી. રે. પાનીમેં૦

■ ■ ■

## ૭૯. પાયો જી મૈંને રામ

(રાગ : તિલક કામોદ–તીનતાલ)

પાયોજી મૈંને રામ રતન ધન પાયો
વસ્તુ અમોલિક દી મેરે સત્‌ગુરુ,
કિરપા કર અપનાયો. પાયોજી. (૧)

જનમ જનમ કી પૂંજી પાઈ,
જગમેં સભી ખોવાયો. પાયોજી. (૨)

ખરચૈ ન ખૂટે, વાકો ચોર ન લૂંટે,
દિન દિન બઢત સવાયો. પાયોજી. (૩)

સતકી નાવ ખેવટિયા સતગુરુ
ભવસાગર તર આયો. પાયોજી. (૪)

**મીરાં** કે પ્રભુ ગિરિધર નાગર
હરખ હરખ જસ ગાયો. પાયોજી. (૫)

■ ■ ■

## ૮૦. પિંજરે કે પંછી

પિંજરે કે પંછી રે... તેરા દર્દ ન જાને કોઈ (૨)
બાહરસે તૂ ખામોશ રહે તૂ ભીતર ભીતર રોય રે... (૨)
તેરા દર્દ ન જાને કોઈ... પિંજરે...

કહ ના શકે તૂ અપની કહાની તેરી ભી પંછી ક્યા જિંદગાની રે (૨)
વિધિને તેરી કથા લિખી, આંસુમેં કલમ ડૂબોય
તેરા દર્દ ન જાને કોઈ... પિંજરે...

ચૂપકે ચૂપકે રોનેવાલે રખના છિપાકે દિલકે છાલે રે (૨)
યે પથ્થરકા દેશ હૈ પગલે કોઈ ન તેરા હોય
તેરા દર્દ ન જાને કોઈ... પિંજરે...

■ ■ ■

## ૮૧. કાયા

બંગલાનો બાંધનાર કેવો, આ બંગલો કોણે બનાવ્યો ? (૨)
બંગલાનો રચનાર કેવો, આ બંગલો કોણે બનાવ્યા ? (૨)

હો... અરે બંગલામાં ભાઈ ઈંટો નથી રે ભાઈ પથ્થર નથી સિમેન્ટ
નથી રેતી ... આ બંગલો...

હો... અરે બંગલામાં ભાઈ લાકડું નથી રે, ભાઈ લોખંડ નથી
નથી ખીલા કે નથી ખીલી ... આ બંગલો...

હો... અરે બંગલો ભાઈ હાલતો ને ચાલતો હાલતો ને ચાલતો
એનું નથી કાંઈ ઠેકાણું ... આ બંગલો...

હો... કડિયા કારીગરની કેવી કરામત કેવી કરામત
હાડકામાં ભર્યું જોને પાણી ... આ બંગલો...

■ ■ ■

## ૮૨. બોલ મા બોલ મા બોલ મા રે

(રાગ : ઝિંઝોટી-તીનતાલ)

બોલ મા બોલ મા બોલ મા રે, રાધાકૃષ્ણ વિના બીજું બોલ મા રે. ટેક.
સાકર શેરડીનો સ્વાદ તજીને, કડવો લીમડો ઘોળ મા રે, રાધાકૃષ્ણ.
ચાંદા સૂરજનું તેજ તજીને, આગિયા સંઘાતે પ્રીત જોડ મા રે, રાધાકૃષ્ણ.

હીરા રે માણેક ઝવેર તજીને, કથીર સંઘાતે મણિ તોળ મા રે, રાધાકૃષ્ણ.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, શરીર આપ્યું સમતોલ મા રે, રાધાકૃષ્ણ

*– મીરાંબાઈ*

■ ■ ■

## ૮૩. ભક્તિ કરતાં છૂટે મારા પ્રાણ

ભક્તિ કરતાં છૂટે મારા પ્રાણ, પ્રભુજી એવું માગું રે,
રહે જનમોજનમ તારો સાથ, પ્રભુજી એવું માગું રે,

તારું મુખડું મનોહર જોયા કરું
રાત દહાડો ભજન તારું ગાયા કરું

રહે અંત સમય તારું ધ્યાન પ્રભુજી એવું માગું રે.
ભક્તિ કરતાં છૂટે મારા પ્રાણ, પ્રભુજી એવું માગું રે.

મારી આશા નિરાશા કરશો નહિ,
મારા અવગુણ હેયે ધરશો નહિ

શ્વાસે શ્વાસે રટું તારું નામ, પ્રભુજી એવું માગું રે.
ભક્તિ કરતાં છૂટે મારા પ્રાણ, પ્રભુજી એવું માગું રે.

મારાં પાપ ને તાપ સમાવી દેજો,
તારા બાળને દાસ બનાવી લેજો.

દેજો આવીને દર્શન દાન, પ્રભુજી એવું માગું રે.
ભક્તિ કરતાં છૂટે મારા પ્રાણ, પ્રભુજી એવું માગું રે.

■ ■ ■

## ૮૪. ભક્તિ વિના ભગવાન મળતા નથી

ભક્તિ વિના ભગવાન મળતા નથી રે,
ભલે ભણે વિશાળ વેદ ચાર. – ભક્તિ વિના૦

જપ તપ કરી તીર્થોમાં આથડ્યો રે (૨)
તોય મટ્યો ના મનનો વિકાર. – ભક્તિ વિના૦

ભલે ચોરાસી આસન આવડ્યાં રે (૨)
ભલે ગાળે હિમાળે જઈ હાડ. – ભક્તિ વિના૦

ભલે સાધુ સંન્યાસી થઈ આથડે રે (૨)
વેશધારી મુંડાવી ધરે માળ. – ભક્તિ વિના૦

સાધન સાધ્યામાં લાખ જન્મો ગયા રે (૨)
પ્રેમ વિના પ્રભુ ના પમાય... – ભક્તિ વિના૦

પાઠ કરે પુરાણોના પ્રેમથી રે (૨)
ભલે રાગથી રસિક ગીત ગાય. – ભક્તિ વિના૦

જોગ સાધીને જગન કરાવતા રે (૨)
હું પદ વધવાના કરતા વેપાર. – ભક્તિ વિના૦

હું પદ ગળ્યા વિના હરિ નહીં મળે રે, (૨)
તેનો વ્હાલા કર્યો ના વિચાર. – ભક્તિ વિના૦

સાચા ભક્ત અનુભવી ઉચ્ચરે રે (૨)
પ્રભુ મળતાં બેડો થશે પાર. – ભક્તિ વિના૦

■ ■ ■

## ૮૫. ભજ મન રામચરન

(રાગ : ભૈરવી–તીનતાલ)

ભજ મન રામચરણ સુખદાઈ. (ટેક)

જિહિ ચરનનસે નીકસી સુરસરી, શંકર જટા સમાઈ;
જટાશંકરી નામ પર્યો હે, ત્રિભુવન તારન આઈ. ૧

જિન ચરનનકી ચરનપાદુકા, ભરત રહ્યો લવ લાઈ;
સોઈ ચરન કેવટ ધોઈ લીનો, તબ હરિ નાવ ચલાઈ. ૨

સોઈ ચરન સંતનજન સેવત, સદા સહત સુખદાઈ;
સોઈ ચરન ગૌતમઋષિનારી, પરસિ પરમપદ પાઈ. ૩

દંડકવન પ્રભુ પાવન કીન્હો, ઋષિયન ત્રાસ મિટાઈ;
સોઈ પ્રભુ ત્રિલોકકે સ્વામી, કનકમૃગા સંગ ધાઈ. ૪

કપિ સુગ્રીવ બંધુભયવ્યાકુલ, તિન જયછત્ર ધરાઈ;
રિપુકો અનુજ બિભીષણ, નિસિચર, પરસત લંકા પાઈ. ૫

શિવ સનકાદિક અરૂ બ્રહ્માદિક, શેષ સહસમુખ ગાઈ;
**તુલસીદાસ** મારુતસુતકી પ્રભુ નિજ મુખ કરત બડાઈ. ૬

■ ■ ■

## ૮૬. મેરી નૈયા

ભગવાન મેરી નૈયા ઉસ પાર લગા દેના,
અબ તક તો નિભાયા હૈ, આગે ભી નિભા દેના.

દબબલ કે સાથ માયા, ઘેરે જો મુઝે આકર,
તો દેખતે ન રહના ઝટ આ કે બચા લેના.

સંભવ હૈ ઝંઝટોં મેં તુઝકો ભૂલ જાઉં,
પરમાથ કહીં તુમ ભી મુઝકો ન ભૂલા દેના.

તુમ દેવ મૈં પૂજારી, તુમ ઈષ્ટ મૈં ઉપાસક,
યહ બાત અગર સચ હૈ, સચ કરકે દિખા દેના.

■ ■ ■

## ૮૭. ગોપાલ તેરા પ્યારા નામ

ભજ રાધે ગોવિંદા ગોપાલા, તેરા પ્યારા નામ હૈ,
તેરા પ્યારા નામ હૈ, તેરા મીઠા નામ હૈ. ટેક૦

મોર મુગટ શિર છત્ર બિરાજે, ગલે વૈજંતીમાલા,
કોઈ કહે વસુદેવકીનંદન, કોઈ કહે નંદલાલા. ભજ૦

જલમેં ગજકો ગ્રાહને ઘેરા, ચક્કર આન ચલાવા,
જબ જબ ભીડ પડી ભક્તનકો, નંગે પાંવ આયા. ભજ૦

દ્રૌપદીને તુમ્હે પુકારા, સાડી આન બઢાઈ,
ઝહરકા પ્યાલા તેરા નામ લે, પી ગઈ મીરાંબાઈ. ભજ૦

મીરાં કે પ્રભુ ગિરિધર નાગર, તુલસીદાસ કે રામા,
નરસિંહ ભગત કે સાંવરિયા, ઓર સૂરદાસ કે શ્યામા. ભજ૦

અર્જુન કા રથ તુમને હાંકા, ભારત ભઈ લડાઈ,
ભક્તો કે ખાતીર આપ બને હૈં, ચાકર નંદા આઈ. ભજ૦

■ ■ ■

## ૮૮. ભૂતળ ભક્તિ

(રાગ : પ્રભાતિયું, ખમાજ-ધુમાળી)

ભૂતળ ભક્તિ પદારથ મોટું બ્રહ્મલોકમાં નાહી રે,
પુણ્ય કરી અમરાપુરી પામ્યા, અંતે ચોરાસી માંહી રે. ભૂતળ૦

હરિના જન તો મુક્તિ ન માગે, માગે જન્મોજન્મ અવતાર રે,
નિત સેવા નિત કીર્તન ઓચ્છવ, નીરખવા નંદકુમાર રે. ભૂતળ૦

ભરતખંડ ભૂતળમાં જનમી, જેણે ગોવિંદના ગુણ ગાયા રે,
ધન ધન રે એનાં માતપિતાને, સફળ કરી એણે કાયા રે. ભૂતળ૦

ધન વૃંદાવન, ધન એ લીલા, ધન એ વ્રજનાં વાસી રે,
અષ્ટ મહાસિદ્ધિ આંગણિયે રે ઊભી, મુક્તિ છે એમની દાસી રે. ભૂતળ૦

એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગી રે,
કાંઈ એક જાણે વ્રજની રે ગોપી, ભણે **નરસૈંયો** ભોગી રે. ભૂતળ૦

■ ■ ■

## ૮૯. મા-બાપને ભૂલશો નહિ

ભૂલો ભલે બીજું બધું મા-બાપને ભૂલશો નહીં
અગણિત છે ઉપકાર એના, એ કદી વિસરશો નહીં

અસહ્ય વેઠી વેદના, ત્યારે દીઠું તમ મુખડું
એ પુનિત જનના કાળજા પ્રખર બની છુંદશો નહીં

કાઢી મુખેથી કોળિયો મોંમાં દઈ મોટા કર્યા
અમૃત તણા દેનાર સામે, ઝેર કદી ઉછાળશો નહીં

ખૂબ લડાવ્યા લાડ તમને કોડ સૌ પૂરા કર્યા
એ કોડ પુરનારના, કોડ પુરવા ભૂલશો નહીં

લાખો કમાતા હો ભલે, પણ મા બાપ જેના ના ઠર્યા
એ લાખ નહિ પણ રાખ છે, એ માનવું ભૂલશો નહીં

સંતાનથી સેવા ચાહો, તો સંતાન છો સેવા કરો
જેવું કરો તેવું ભરો, એ ભાવના ભુલશો નહીં

ભીને સુઈ પોતે અને સૂકે સુવાડ્યા આપને
એની અમીમય આંખને ભુલીને ભીંજવશો નહીં

પુષ્પો બિછાવ્યા પ્રેમથી જેણે તમારા રાહ પર
એ રાહબરના રાહ પર કંટક કદી બનશો નહીં

ધન ખરચતા મળશે બધું પણ માત-પિતા મળશે નહીં
એના **પુનિત** ચરણો તણી, ચાહના કદી ભુલશો નહીં

■ ■ ■

## ૯૦. ભોળી રે ભરવાડણ

ભોળી રે ભરવાડણ હરિને વેચવાને ચાલી રે. (ટેક)
ગિરિવરધારીને ઉપાડી મટુકીમાં ઘાલી રે. ભોળી૦

શેરીએ શેરીએ સાદ પાડે, કોઈને લેવા મુરારિ રે;
નાથ અનાથનો વેચે ચૌટા વચ્ચે, આહીર નારી રે. ભોળી૦

વ્રજનારી પૂછે શું છે માંહી, મધુરી મોરલી વાગી રે;
મટુકી ઉતારીને જોતાં, મૂર્ચ્છા સૌને લાગી રે. ભોળી૦

બ્રહ્માદિક ઇંદ્રાદિક સરખા, કૌતુક ઊભા પેખે રે:
ચૌદ લોકમાં ન માય તે, મટુકીમાં બેઠેલા દેખે રે. ભોળી૦

ભક્તજનોના ભાગ્યે વ્રજમાં, પ્રગટ્યા અંતરજામી રે;
દાસલડાને લાડ લડાવે, **નરસૈંયાનો** સ્વામી રે. ભોળી૦

■ ■ ■

## ૯૧. કાન ક્યાં રમી

મથુરામાં ખેલ ખેલી આવ્યા,
હો કાન ક્યાં રમી આવ્યા ?

માથાનો મુગટ ક્યાં મૂકી આવ્યા ?
સાડી તે કોની ચોરી લાવ્યા ? ...હો કાન

નાકની નથણી ક્યાં મૂકી આવ્યા ?
વાળી તે કોની ચોરી લાવ્યા ? ...હો કાન

ડોકનો હારલો ક્યાં મૂકી આવ્યા ?
માળા તે કોની ચોરી લાવ્યા ? ...હો કાન

હાથની પોંચી ક્યાં મૂકી આવ્યા ?
કંગન તે કોનાં ચોરી લાવ્યા ? ...હો કાન

પગનાં ઝાંઝર ક્યાં મૂકી આવ્યા ?
સાંકળાં તે કોનાં ચોરી લાવ્યા ? ...હો કાન

પીળું પીતાંબર ક્યાં મૂકી આવ્યા ?
સાળુ તે કોના ચોરી લાવ્યા ? ...હો કાન

કાનનાં કુંડળ ક્યાં મૂકી આવ્યા ?
એરિંગ તે કોનાં ચોરી લાવ્યા ? ...હો કાન

મુખની મોરલી ક્યાં મૂકી આવ્યા ?
ખંજરી કોની ચોરી લાવ્યા ? ...હો કાન

મનડું તમારું ક્યાં મૂકી આવ્યા ?
સુધ-બુધ તે કોની ચોરી લાવ્યા ? ...હો કાન

■ ■ ■

## ૯૨. શ્રીનાથજીનો ધ્વનિ

મથુરામાં શ્રીનાથજી ગોકુલમાં શ્રીનાથજી,
યમુનાજીને કાંઠે રમતાં રંગીલા શ્રીનાથજી.

રંગીલા શ્રીનાથજી અલબેલા શ્રીનાથજી,
વલ્લભકુળના વહાલા બોલો રંગીલા શ્રીનાથજી.

મધુવનમાં શ્રીનાથજી કુંજનમાં શ્રીનાથજી,
વૃંદાવનમાં રાસે રમતા રંગીલા શ્રીનાથજી.

નંદગામ શ્રીનાથજી બરસાને શ્રીનાથજી,
કામવનમાં ક્રીડા કરતા રંગીલા શ્રીનાથજી.

દાનગઢ શ્રીનાથજી માનગઢ શ્રીનાથજી,
સાંકડીખોરે ગોરસ ખાતા રંગીલા શ્રીનાથજી.

સંકેતમાં શ્રીનાથજી વનવનમાં શ્રીનાથજી,
ગહ્વરવનમાં રાસે રમતા રંગીલા શ્રીનાથજી.

ગોવર્ધનમાં શ્રીનાથજી મારગમાં શ્રીનાથજી,
માનસી ગંગામાં મનને હરતા રંગીલા શ્રીનાથજી.

રાધાકુંડ શ્રીનાથજી કૃષ્ણકુંડ શ્રીનાથજી,
ચંદ સરોવર ચોકે રમતા રંગીલા શ્રીનાથજી.

વૃક્ષ વૃક્ષ શ્રીનાથજી ડાળ ડાળ શ્રીનાથજી,
પત્ર પત્ર ને પુષ્પે રમતા રંગીલા શ્રીનાથજી.

આન્યોરમાં શ્રીનાથજી ગોવિન્દકુંડ શ્રીનાથજી,
અપ્સરાકુંડે આનંદ કરતા રંગીલા શ્રીનાથજી.

ગલી ગલી શ્રીનાથજી કુંજ કુંજ શ્રીનાથજી,
સુરભીકુંડે સ્નાન કરંતા રંગીલા શ્રીનાથજી.

મંદિરમાં શ્રીનાથજી પર્વત પર શ્રીનાથજી,
જતીપુરમાં પ્રકટ બિરાજે રંગીલા શ્રીનાથજી.

બિલછૂવનમાં શ્રીનાથજી કુસુમખોર શ્રીનાથજી,
શ્યામઢાંકમાં છાછ આરોગે રંગીલા શ્રીનાથજી.

રુદ્રકુંડ શ્રીનાથજી હરજીકુંડ શ્રીનાથજી,
કદમખંડીમાં ક્રીડા કરતા રંગીલા શ્રીનાથજી.

ગામ ગામ શ્રીનાથજી ઠામ ઠામ શ્રીનાથજી,
ગુલાલ કુંડે હોળી રમતા રંગીલા શ્રીનાથજી.

નવલકુંડ શ્રીનાથજી રમણકુંજ શ્રીનાથજી,
વ્રજવાસીના વહાલા બોલો રંગીલા શ્રીનાથજી.

મથુરામાં શ્રીનાથજી ગોકુલમાં શ્રીનાથજી,
યમુનાજીને કાંઠે રમતાં રંગીલા શ્રીનાથજી.

■ ■ ■

## ૯૩. મન તું શંકર ભજી લે

મન તું શંકર ભજી લે મન તું શંકર ભજી લે,
છોડી દે કપટ ભોળાનાથને ભજી લે... મન તું...

કોઈ ચઢાવે બીલીપત્ર તો કોઈ ચઢાવે દૂધ,
કોઈ ચઢાવે ગંગાજળ તો કોઈ ચઢાવે ભભૂત...મન તું...

બ્રાહ્મણ ચઢાવે ગંગાજળ તો દુનિયા ચઢાવે દૂધ,
રાજા ચઢાવે ગંગાજળ તો જોગી ચઢાવે ભભૂત...મન તું...

કોઈ માંગે અન્ન - વસ્ત્ર તો કોઈ માંગે પુત્ર,
કોઈ માંગે કાંચન કાયા તો કોઈ માંગે રૂપ... મન તું...

ગરીબ માંગે અન્ન - વસ્ત્ર તો વાંઝિયો માંગે પુત્ર,
રાજા માંગે કાંચન કાયા તો ગણિકા માંગે રૂપ...મન તું...

આકડાની રોટી બનાવી ને ધતૂરાનું શાક,
પાર્વતીજી પીરસે ને જમે ભોળાનાથ... મન તું...

આક ધતૂરો શિવજીને વહાલો, ભાંગના છો ભોગી,
પાર્વતીજીના સ્વામી તમે જંગલના છો જોગી... મન તું...

■ ■ ■

## ૯૪. મને કૃષ્ણ કનૈયાની ગીતા ગમે

મને કૃષ્ણ કનૈયાની ગીતા ગમે
રાત દિવસ મારા એ દિલમાં રમે
વહાલે કુરુક્ષેત્રમાં સંભળાવી હતી
ભક્ત અર્જુનની ભ્રાંતિ મિટાવી હતી...મને કૃષ્ણ

વહાલે ગીતામાં એવું શું રહસ્ય મૂક્યું
જ્ઞાન મુક્તિનું આ શું પાત્ર ભર્યું
જે કોઈ નિત્ય ગીતાજીનો પાઠ કરે
એક અધ્યાયને એક કલાક ભણે
તેનું જરૂર પ્રભુજી કલ્યાણ કરે...મને કૃષ્ણ

પ્રભુ એક વખત તો આવો જરા
મધુરી શી એ ગીતા સુણાવો જરા...મને કૃષ્ણ

પ્રભુ ભક્તોની અરજી ઉરમાં ધરો
દઈ દર્શન પાવન અમને કરો...મને કૃષ્ણ

ગીતા પાઠ કરે પ્રભુનું ધ્યાન ધરે
શ્રી ગંગાના જળનું પાન કરે
યમરાજ તો એના ચરણમાં નમે
મને કૃષ્ણ કનૈયાની ગીતા ગમે

■ ■ ■

## ૯૫. મને વ્હાલો વ્હાલો લાગે રે

મને વ્હાલો વ્હાલો લાગે રે, શ્યામ મારો છોગાળો;
મારા ચિતડાનો ચોરનાર રે, શ્યામ મારો છોગાળો.

મહી વેચવા જાઉં ત્યારે પાછળ પાછળ આવતો,
સાડી છેડો ઝાલતો ને માખણ ખાવા માંગતો,
માખણનો ખાનાર રે, શ્યામ મારો છોગાળો.

પાણી ભરવા જાઉં ત્યારે યમુના આરે આવતો,
બેડલું ચડાવતો ને મુખડું મલકાવતો,
મારું બેડલું ચડાવનારો, શ્યામ મારો છોગાળો.

ગાયો દોવા જાઉં ત્યારે વાછરડાં વાળતો,
છાનો માનો પાસે આવી દૂધ પીવા માગતો,
મારા દૂધનો પીનારો રે, શ્યામ મારો છોગાળો.

હું એની રાધા ને એ મારો શ્યામ છે,
નરહરિ હવે મારે બીજાનું શું કામ છે,
હું તો વારી વારી જાઉં શ્યામ તારા લટકાને.

મને વ્હાલો વ્હાલો લાગે રે, શ્યામ મારો છોગાળો;
મારા ચિતડાનો ચોરનાર રે, શ્યામ મારો છોગાળો.

■ ■ ■

## ૯૬. મંગલ મંદિર ખોલો દયામય

મંગલ મંદિર ખોલો
દયામય! મંગલ મંદિર ખોલો ધ્રુવ. – ૧

જીવન-વન અતિ વેગે વટાવ્યું,
દ્વાર ઊભો શિશુ ભોળો,
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લો લો – ૨

નામ મધુર તમ રટ્યો નિરંતર,
શિશુ સહ પ્રેમે બોલો,
દિવ્ય તૃષાતુર આવ્યો બાળક
પ્રેમ-અમીરસ ઢોળો – ૩

– નરસિંહરાવ ભો. દિ.

■ ■ ■

## ૯૭. મંદિર તારું વિશ્વ રૂપાળું

મંદિર તારું વિશ્વ રૂપાળું
સુંદર સરજનહારા રે;
પળ પળ તારાં દર્શન થાય,
દેખે દર્શનહારા રે. મંદિર૦ (૧)

નહિ પૂજારી નહિ કોઈ દેવા,
નહિ મંદિરને તાળાં રે;
નીલ ગગનમાં મહિમા ગાતા
ચાંદો સૂરજ તારા રે. મંદિર૦ (૨)

વર્ણન કરતાં શોભા તારી,
થાક્યા કવિગણ ધીરા રે;
મંદિરમાં તું ક્યાં છુપાયો,
શોધે બાળ અધીરાં રે. મંદિર૦ (૩)

■ ■ ■

## ૯૮. હે મારા ઘટમાં

મારા ઘટમાં બિરાજતા શ્રીનાથજી,
યમુનાજી, શ્રી મહાપ્રભુજી (૨)

મારું મનડું છે ગોકુળ વનરાવન, (૨)
મારા તનના આંગણિયામાં તુલસીનાં વન
મારા પ્રાણ જીવન... મારા ઘટમાં૦

હે મારા આતમના આંગણીયે શ્રી મહાપ્રભુજી,
મારી આંખો દિસે ગિરધારી રે ધારી
મારું તનમન ગયું છે જેને વારી રે વારી
મારા શ્યામ મોરારી... મારા ઘટમાં૦

હે મારા પ્રાણ થકી મને વૈષ્ણવ વ્હાલા,
નિત્ય કરતાં શ્રીનાથજીને કાલા રે વાલા
મેં તો વલ્લભ પ્રભુજીનાં કીધાં છે દર્શન
મારું મોહી ગયું મન... મારા ઘટમાં૦

હે આવો લ્હાવો જીવનમાં ફરી કદી ના મળે,
વારે વારે માનવ દેહ ફરી ના મળે
ફેરો લખ રે ચોર્યાશીનો મારો રે ફળે
મનમોહન મળે... મારા ઘટમાં૦

હું તો નિત્ય વિઠ્ઠલવરની સેવા રે કરું,
હું તો આઠે પહોર એની ઝાંખી રે કરું
મેં તો ચિત્તડું શ્રીનાથજીના ચરણે ધર્યું
જીવન સફળ કર્યું... મારા ઘટમાં૦

મારા અંત સમય કેરી સુણો રે અરજી,
લેજો ચરણોમાં શ્રીજીબાવા દયા રે કરી
મને તેડા રે યમ કેરા કદી ના આવે
મારો નાથ તેડાવે... મારા ઘટમાં૦

■ ■ ■

## ૯૯. મને હરિગુણ ગાવાની ટેવ પડી

મારા નાથને મૂકું ના એક ઘડી,
મને હરિગુણ ગાવાની ટેવ પડી. મને૦

વીંધાયું મન મુજ ના રહે અળગું,
પ્રભુ સાથે મારે પ્રીત જડી. મને૦

એ વિણ અન્ય હવે નવ રુચે,
ચિંતામણિ મુજ હાથે ચડી. મને૦

ભણે **નરસૈંયો** પ્રભુ ભજતાં એમ,
ભવમય ભ્રમણા સઘળી ટળી. મને૦

■ ■ ■

## ૧૦૦. શ્યામના સરવાળા

મારા શ્યામના સરવાળા ખોટા હોય જ નહિ રે
રે એની લેવડ-દેવડમાં ગોટાળા હોય નહિ રે ... મારા

જેવી કરણી તેવું આપે પાપ-પુણ્યનું પલ્લું માપે
રે એની કુશળતામાં અંધારા હોય નહિ રે ... મારા

વિશ્વ સકળનું રાજ ચલાવે રાય રંકને તે ખવડાવે
રે એના દિલ દરિયાનાં પાણી ખારાં હોય નહિ રે ... મારા

ભક્ત ઉપર નજર રાખે કરે કસોટી દુઃખડાં નાખે
રે એને રામભક્ત હૈયાથી ન્યારા હોય નહિ રે ... મારા

■ ■ ■

## ૧૦૧. નરસિંહ મહેતાની હૂંડી

મારી હૂંડી સ્વીકારો મહારાજ રે, શામળાગિરધારી,
મારી હૂંડી શામળિયાને હાથ રે, શામળાગિરધારી.

રાણાજીએ રઢ કરી, વળી મીરાં કેરે કાજ;
ઝેરના પ્યાલા મોકલ્યા રે, વ્હાલો ઝેરનો ઝારણહાર. શામળા૦

સ્તંભ થકી પ્રભુ પ્રગટિયા, વળી ધરિયાં નરસિંહરૂપ;
પ્રહ્‌લાદને ઉગારિયો રે, વ્હાલે માર્યો હરણાકંસભૂપ રે. શામળા૦

ગજને વ્હાલે ઉગારિયો રે, વળી સુદામાની ભાંગી ભૂખ;
દોહલી વેળાના મારા વાલમા રે, તમે ભક્તોને આપ્યાં ઘણાં સુખ. શામળા૦

પાંડવની પ્રતિજ્ઞા પાળી, વળી દ્રૌપદીનાં પૂર્યાં ચીર;
નરસિંહ મહેતાની હૂંડી સ્વીકારજોરે, તમે સુભદ્રાબાઈના વીર. શામળા૦

ચાર જણા તીરથવાસી ને વળી રૂપિયા છે સો સાત;
વહેલા પધારજો દ્વારિકા રે, એને ગોમતી ન્હાયાની ઘણી ખાંત. શામળા૦

રહેવાને નથી ઝૂંપડું, વળી જમવા નથી જુવાર,
બેટા બેટી વળાવિયાં રે, મેં તો વળાવી ઘર કેરી નાર. શામળા૦

ગરથ મારું ગોપીચંદન, વળી તુલસી હેમનો હાર,
સાચું નાણું મારો શામળો રે, મારે દોલતમાં ઝાંઝ પખાજ. શામળા૦

તીરથવાસી સૌ ચાલિયા, વળી આવ્યા નગરની માંહે,
આ શહેરમાં એવું કોણ છે રે, જેનું શામળા શેઠ એવું નામ રે. શામળા૦

નથી બ્રાહ્મણ, નથી વાણિયો, નથી ચારણ નથી ભાટ,
લોક કરે છે ઠેકડી, નથી શામળશા એવું નામ રે. શામળા૦

હૂંડી લાવો હાથમાં, વળી આપું પૂરા દામ;
રૂપિયા આપું રોકડા રે, મારું શામળ શા શેઠ એવું નામરે. શામળા૦

હૂંડી સ્વીકારી વ્હાલે શામળે, વળી અરજે કીધાં કામ,
મહેતાજી ફરી લખજો રે, મુજ વાણોતર સરખાં કામ રે. શામળા૦

*– નરસિંહ*

■ ■ ■

## ૧૦૨. મારું આયખું ખૂટે...

મારું આયખું ખૂટે જે ઘડીએ ત્યારે મારા હૃદયમાં પધારજો,
છે અરજી તમોને બસ એટલી મારા મૃત્યુને સ્વામી સુધારજો.

જીવનનો ના કોઈ ભરોસો... દોડાદોડીના આ યુગમાં,
અંતરિયાળે જઈને પડું જો... ઓચિંતા મૃત્યુના મુખમાં,
ત્યારે મારા સ્વજન બની આવજો,
થોડા શબ્દો ધરમના સુણાવજો.

દર્દ વધ્યા છે આ દુનિયામાં... મારે રિબાવી રિબાવીને,
એવી બીમારી જો મુજને સતાવે... છેલ્લી પળોમાં રડાવીને,
ત્યારે મારી મદદમાં પધારજો,
પીડા સહેવાની શક્તિ વધારજો.

જીવવું થોડું ને ઝંઝાળ ઝાઝી, એવી સ્થિતિ છે આ સંસારની,
છૂટવા દે ના મરતી વેળાએ... ચિંતા મને જો પરિવારની,
ત્યારે દીવો તમે પ્રગટાવજો...
મારા મોહ તિમિરને હટાવજો.

■ ■ ■

## ૧૦૩. મારું વનરાવન છે રૂડું

મારું વનરાવન છે રૂડું રે, વૈકુંઠ નહિ રે આવું
નહીં આવું હો નંદજીના લાલ, નહીં આવું – ૧

બેસી રહેવું ને ટગમગ જોવું,
નહીં ખાવું ને નહીં પીવું રે.... વૈકુંઠ – ૨

વૈમાન મોકલો તો મોકલો રે વહેલું
હું આવીશ સૌના પહેલી રે.... વૈકુંઠ – ૩

બ્રહ્મનાં લોક તો છે અતિ કૂડાં,
વાસી વ્રજનાં રૂડાં રે.... વૈકુંઠ – ૪

જે-વિજે બે પોળિયા હતા
તેને તત્ક્ષણ મેલ્યા કાઢી રે.... વૈકુંઠ – ૫

નરસૈંયાનો સ્વામી અંતરજામી,
તમે સાંભળોને સારંગપાણિ રે.... વૈકુંઠ – ૬

– **નરસિંહ**

■ ■ ■

## ૧૦૪. મારે વૃંદાવન છે

મારે વૃન્દાવન છે રૂડું, વૈકુંઠ નહીં રે આવું,
નહીં આવું ઓ નંદજીના લાલ રે, વૈકુંઠ નહીં રે આવું... ટેક

બેસી રે રહેવું મારે, ટગ ટગ જોવું, (૨)
મારે નહીં ખાવું કે પીવું, ઓ નંદજીના લાલ રે... મારે

સ્વર્ગનાં લોક મને લાગે છે કૂડાં, (૨)
વ્રજનાં લોક મારે છે રૂડાં, ઓ નંદજીના લાલ રે... મારે

વનમાં મોકલો તો એકલો જ મોકલો, (૨)
આવીશ સૌથી પહેલો, ઓ નંદજીના લાલ રે... મારે

નરસિંહ મહેતાના ઓલા સ્વામી શામળિયા (૨)
તમે સાંભળો સારંગપાણિ, ઓ નંદજીના લાલ રે... મારે

– *નરસિંહ*

■ ■ ■

## ૧૦૫. મારે ઠાકોરજી નથી

મારે ઠાકોરજી નથી થાવું ! ટોચોમાં ટાંચણું લઈ,
ભાઈ ઘડવૈયા મારે ઠાકોરજી નથી થાવું.
ધડ ધીંગાણે જેનાં માથાં મસાણે એના પાળિયા થઈને પૂજાવું. . . રે ઘડવૈયા

હોમ હવન કે જગન જાપથી મારે નથી પધરાવું,
બેટડે બાપનાં મોંઢાં ન ભાળ્યાં એનાં; કુમળા હાથે ખોડાવું. . . રે ઘડવૈયા

પીળા પીતાંબર કે જરકસી જામા મારે વાઘામાં નથી વીંટળાવું,
કાઢ્યા'તા રંગ જેણે ઝાઝા ધીંગાણે એવા સિંદૂરે ચોપડાઈ જાવું. . . રે ઘડવૈયા

ગોમતીજી કે ઓલ્યા જમનાજીના આરે નીર ગંગામાં નથી નાવું,
નમતી સાંજે કોઈ નમણી વિજોગણના ટીપા આંસુડાએ નાવું. . . રે ઘડવૈયા

બીડ્યા મંદિરિયામાં બેસવું નથી મારે ખુલ્લા મેદાનમાં જાવું,
શૂરા શહીદોની સંગાથમાં મારે ખાંભીયું થઈને ખોડાવું. . . રે ઘડવૈયા

કપટી જગતના કૂડાકૂડા રાગથી ફોગટ નથી રે ફુલાવું,
મુડદાં બોલે એવા સિંધૂડા રાગમાં શૂરો પૂરો સરજાવું. . . રે ઘડવૈયા

મોહ ઉપજાવે એવી મુરતિયુંમાં મારે ચિતારા નથી ચીતરાવું,
રંગ કસુંબીના ઘૂંટ્યા રુદામાં એને 'દાદ' ઝાશું રંગાવું. . . રે ઘડવૈયા

■ ■ ■

## ૧૦૬. જનની

(ઢાળ : મહીડાંના દાણા અમે નહિ દયેં રે લોલ)

મીઠા મધુ ને મીઠા મેહુલા રે લોલ,
એથી મીઠી તે મોરી માત રે,
જનનીની જોડ સખી નહિ જડે રે લોલ...

પ્રભુના એ પ્રેમ તણી પૂતળી રે લોલ,
જગથી જુદેરી એની જાત રે... જનનીની...

અમીથી ભરેલ એની આંખડી રે લોલ,
વહાલનાં ભરેલાં એનાં વેણ રે... જનનીની...

હાથ ગૂંથેલ એના હીરના રે લોલ,
હૈયું હેમંત કેરી હેલ રે... જનની...

દેવોને દૂધ એનાં દોહ્યલાં રે લોલ,
શશીએ સિંચેલ એને સોડ્ય રે... જનનીની...

જગનો આધાર એની આંગળી રે લોલ,
હૈયામાં કંઈક ભર્યા કોડ રે... જનનીની...

ચિતડું ચઢેલ એનું ચાકડે રે લોલ
પળના બાંધેલ એના પ્રાણ રે... જનનીની...

મૂંગી આશિષ ઉર મલકતી રે લોલ,
લેતાં ખૂટે ન એની લ્હાણ રે... જનનીની...

ધરતી માતા યે હશે ધ્રૂજતી રે લોલ,
અચળ અચૂક એક માત રે... જનનીની...

ગંગાનાં નીર તો વધે - ઘટે રે લોલ,
સરખો એ પ્રેમનો પ્રવાહ રે... જનનીની...

વરસે ઘડીક વ્યોમવાદળી રે લોલ,
માડીનો મેઘ બારે માસ રે... જનનીની...

ચળતી ચંદાની દીસે ચાંદની રે લોલ,
એનો નહિ આથમે ઉજાસ રે... જનનીની...

– દામોદર ખુ. બોટાદકર

■ ■ ■

## ૧૦૭. મીઠી મોરલિયોવાળો

મીઠી મોરલિયોવાળો બેની ! મારા મનમાં વસ્યો નંદલાલો
જમુના કિનારે એને, જોયો છે જ્યારથી
કરતાં આંખલડીનો ચાળો ... બેની મારા...

મટકી લઈને જાઉં વનરાવન વાટે
માખણ ને મહી લૂંટનારો ... બેની મારા...

રાતે સૂતી મારા શયન ભુવનમાં
સપનામાં રોજ આવનારો ... બેની મારા...

કાળી છે કામળી ને કાંધે છે લાકડી
ગાયો ચારે તો ગોવાળો ... બેની મારા...

ચિતડાનો ચોર છે જશોદાનો જાયો
બિંદુને લાગે છે પ્યારો ... બેની મારા...

■ ■ ■

## ૧૦૮. મુક્તિ મળે કે ના મળે...

મુક્તિ મળે કે ના મળે,
મારે ભક્તિ તમારી કરવી છે ...(૨)
મેવા મળે કે ના મળે,
મારે સેવા તમારી કરવી છે ...(૨)
મુક્તિ મળે કે ના મળે...

મારો કંઠ મધુરો ન હોય ભલે, ઓ... ...(૨)
મારો સુર બેસુરો થાયે ભલે ...(૨)
શબ્દ મળે કે ના મળે,
મારે કવિતા તમારી કરવી છે ...(૨)
મુક્તિ મળે કે ના મળે...

આવે જીવનમાં તડકા છાયા, ઓ... ...(૨)
દુઃખો ના પડે જ્યારે પડછાયા ...(૨)
કાયા રહે કે ના રહે,
મારે માયા તમારી કરવી છે ...(૨)
મુક્તિ મળે કે ના મળે...

હું પંથ તમારો છોડું નહિ, ઓ... ...(૨)
ને દૂર દૂર ક્યારેય દોડું નહિ ...(૨)
પુણ્ય મળે કે ના મળે,
મારે પૂજા તમારી કરવી છે ...(૨)
મુક્તિ મળે કે ના મળે...

■ ■ ■

## ૧૦૯. મુખડા ક્યા દેખે

મુખડા ક્યા દેખે દરપનમેં ? તેરે દયા ધરમ નહિ મનમેં. મુખડા૦

કાગઝકી તો નાવ બનાઈ, તરતી છોડી જલમેં,
ધરમી ધરમી પાર ઉતર ગયે, પાપી ડૂબે છિનમેં. મુખડા૦

જબલગ ફૂલ રહે ફૂલવારી, વાસ રહે ફૂલનમેં,
એક દિન ઐસી હો જાવેગી, ખાખ ઊડેગી તનમેં. મુખડા૦

ચુઆ ચંદન અબીર અગરજા, શોભે ગોરે તનમેં,
ધન જોબન ડુંગરકા પાની, ઢલ જાવેગા છિનમેં. મુખડા૦

નદિયાં ગહરી નાવ પુરાની, ઉતર ચલે સુગમમેં,
ગુરુમુખ હોએ સો પાર ઊતરે, નૂગરા રોવે વનમેં. મુખડા૦

કોડી કોડી માયા જોડી, સૂરત રહે નિજ ધનમેં,
દસ દરવાજે ઘેર લિયે જબ રહ ગઈ મનકી મનમેં. મુખડા૦

પધિયાં માંગ સંવારે પલપલ લેત જુલીજુલ તનમેં,
કહત કબીર ભાઈ સાધુ, યે ક્યા લઢ રહે મનમેં ? મુખડા૦

■ ■ ■

## ૧૧૦. મુખડાની માયા લાગી રે

(રાગ : કાફી, તાલ : દ્રુત દીપચંદી)

મુખડાની માયા લાગી રે, મોહન પ્યારા,
મુખડું મેં જોયું તારું, સરવે જગ થયું ખારું,
મન મારું રહ્યું ન્યારું રે, મોહન તારા.

સંસારીનું સુખ એવું, ઝાંઝવાનાં નીર જેવું,
તેને તુચ્છ કરી ફરીએ રે, મોહન તારા.

સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું,
તેને ઘર શીદ જઈએ રે, મોહન તારા.

પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો,
રાંડવાનો ભય ટળ્યો રે, મોહન તારા.

મીરાંબાઈ બલિહારી, આશા એક મને તારી,
હવે હું તો બડભાગી રે. મોહન તારા.

– *મીરાં*

■ ■ ■

## ૧૧૧. ગોવિંદ લીનો મોલ

(રાગ : માંડ, તાલ : દાદરા)

માઈ મૈંને ગોવિન્દ લીનો મોલ ! ગોવિન્દ લીનો મોલ. (ધ્રુવ)
કોઈ કહે સસ્તા, કોઈ કહે મહઁગા, લીનો તરાજૂ તોલ. ૧
કોઈ કહે ઘરમેં, કોઈ કહે બનમેં, રાધા કે સંગ કિલોલ. ૨
**મીરાં** કે પ્રભુ ગિરધર નાગર, આવત પ્રેમકે ડોલ. ૩

■ ■ ■

## ૧૧૨. મેરે તો ગિરિધર ગોપાલ

(રાગ : ઝીંઝોટી–દાદરા તાલ)

મેરે તો ગિરિધર ગોપાલ દૂસરા ન કોઈ,
દૂસરા ન કોઈ, સાધો, સકલ લોક જોઈ. (ધ્રુવ)

ભાઈ છોડ્યા, બંધુ છોડ્યા, છોડ્યા સગા સોઈ,
સાધુસંગ બૈઠ બૈઠ લોક–લાજ ખોઈ. ૧

ભગત દેખ રાજી હુઈ, જગત દેખ રોઈ,
અંસુવન જલ સીંચસીંચ પ્રેમ બેલિ બોઈ. ૨

દધિ મથ ઘૃત કાઢિ લિયો, ડાર દઈ છોઈ,
રાણા વિષકો પ્યાલો ભેજ્યો, પીય મગન હોઈ. ૩

અબ તો બાત ફૈલ ગઈ, જાણે સબ કોઈ,
**મીરાં** એમ લગન લગી, હોની હોય સો હોઈ. ૪

■ ■ ■

## ૧૧૩. કલ્યાણ ભાવના

મૈત્રીભાવનું પવિત્ર ઝરણું મુજ હૈયામાં વહ્યા કરે,
શુભ થાઓ આ સકલ વિશ્વનું એવી ભાવના નિત્ય રહે,
પ્રભુ એવી ભાવના નિત્ય રહે.

ગુણથી ભરેલા ગુણીજન દેખી, હૈયું મારું નૃત્ય કરે,
એ સંતોના ચરણકમલમાં, મુજ જીવનનું અર્ઘ્ય રહે. મૈત્રીભાવનું૦

દીન ક્રૂર ને ધર્મ વિહોણા, દેખી દિલમાં દર્દ રહે,
કરુણા ભીની આંખોમાંથી, અશ્રુનો શુભ સ્રોત વહે. મૈત્રીભાવનું૦

માર્ગ ભૂલેલા જીવન પથિકને, માર્ગ ચીંધવા ઊભો રહું,
કરે ઉપેક્ષા એ માર્ગની, તો યે સમતા ચિત્ત ધરું. મૈત્રીભાવનું૦

ચિત્રભાનુની ધર્મ ભાવના, હૈયે સૌ માનવ લાવે,
વેર-ઝેરનાં પાપ તજીને, મંગલ ગીતો એ ગાવે. મૈત્રીભાવનું૦

■ ■ ■

## ૧૧૪. મૈલી ચાદર ઓઢ કે...

મૈલી ચાદર ઓઢ કે કૈસે ? દ્વાર તુમ્હારે આઉં,
હે પાવન પરમેશ્વર ! મેરે... મન હી મન શરમાઉં.

તુમને મુજકો જગમેં ભેજા, નિર્મલ દેકર કાયા,
વિષયો મેં રચપચ કર મૈંને ઈસ કો ડાઘ લગાયા,

જનમ જનમ કી મૈલી ચાદર કૈસે ? ડાઘ ધુલાઉં.
નિર્મલ વાણી પાકર તુજસે નામ ન તેરા ગાયા,

નૈન મિલાકર હે પરમેશ્વર ! કભી ન તુજ કો ધ્યાયા,
મન વીણા કી તારેં તૂટી અબ ક્યા ? ભજન સુનાઉં.

ઈન પૈરોં સે ચલ કર તેરે મંદિર કભી ન આયા,
જહાં જહાં હો તેરી પૂજા તેરી શિશ કભી ન ઝુકાયા,
હે મહાવીર ! મેં હાર કે આયા અબ ક્યાં ? હાર ચઢાઉં.

■ ■ ■

## ૧૧૫. મૈં નહીં, મેરા નહીં

મૈં નહીં, મેરા નહીં, યહ તન કિસી કા હૈ દિયા,
જો ભી અપને પાસ હૈ, વહ ધન કિસી કા હૈ દિયા.

દેને વાલે ને દિયા, વહ ભી દિયા કિસ શાન સે,
'મેરા હૈ' યહ લેને વાલા, કહ ઉઠા અભિમાન સે;
'મૈં', 'મેરા' યહ કહને વાલા, મન કિસી કા હૈ દિયા.
મૈં નહીં. . .

જો મિલા હૈ વહ હમેશા, પાસ રહ સકતા મહીં,
કબ બિછુડ જાયે યહ કોઈ, રાજ કહ સકતા નહીં;
જિન્દગાની કા ખિલા, મધુબન કિસી કા હૈ દિયા.
મૈં નહીં. . .

જગ કી સેવા, ખોજ અપની, પ્રીતિ ઉનસે કિજીયે,
જિન્દગી કા રાજ હૈ, ય જાનકર જી લીજીયે;
સાધના કી રાહ પર, સાધન કિસી કા હૈ દિયા,
જો ભી અપને પાસ હૈ, વહ સબ કિસી કા હૈ દિયા.
મૈં નહીં. . .

■ ■ ■

## ૧૧૬. મ્હંને ચાકર રાખો જી !

મ્હંને ચાકર રાખો જી !
ગિરિધારી લલા ! ચાકર રાખોજી...ટેક૦

ચાકર રહસૂં, બાગ લગાસૂં, નિત ઉઠ દરસન પાસૂં,
વૃન્દાવનકી કુંજ ગલિન મેં, ગોવિંદ-લીલા ગાસૂં. ૧

ચાકરી મેં દરસન પાઉં, સુમિરન પાઉં ખરચી,
ભાવ-ભગતિ જાગીરી પાઉં, તીનો બાતાં સરસી. ૨

મોર મુકટ પીતાંબર સોહે, ગલ બૈજંતી માલા,
વૃન્દાવન મેં ધેનૂ ચરાવે, મોહન મોરલી વાલા. ૩

ઊંચે ઊંચે મહાલ બનાઉં, બીચ બીચ રાખૂં બારી,
સાંવરિયા કે દરસ પાઉં, પહિર કુસુમ્બી સારી. ૪

જોગી આયા જોગ કરનકૂં, તપ કરને સંન્યાસી,
હરિ-જન કૂં સાધૂ આયે, વૃન્દાવન કે વાસી. ૫

મીરાં કે પ્રભુ ગહિર ગંભીરા, હૃદે રહો જી ધીરા,
આધી રાત પ્રભુ દરસન દીન્હોં, જમુનાજી કે તીરા. ૬

*– મીરાંબાઈ*

■ ■ ■

## ૧૧૭. મો સમ કૌન કુટિલ

મો સમ કૌન કુટિલ કામી. . . (ટેક)

જિન તનુ દિયો તાહિ બિસરાયો, ઐસો નિમકહરામી. . . મો૦

ભરિભરિ ઉદર વિષયકો ધાવૌં, જૈસે સૂકર ગ્રામી. . . મો૦

હરિજન છાઁડ હરિ વિમુખન કી, નિશદિન કરતા ગુલામી. . . મો૦

પાપી કોન બડો હૈં મો સમ, સબ પતિતનમેં નામી. . . મો૦

સૂર પતિતકો ઠોર કહાં હૈ, સુનિયે, શ્રીપતિ સ્વામી !. . . મો૦

■ ■ ■

## ૧૧૮. મોહે લાગી લટક

(રાગ : માલકંસ–તીનતાલ)

મોહે લાગી લટક ગુરુ–ચરનનકી...
ચરન બિના મુઝે કછુ નહિ ભાવે,
જૂઠ માયા સબ સપનનકી. . . મોહે૦

ભવસાગર સબ સૂખ ગયા હૈ,
ફિકર નહીં મુઝે તરનનકી. . . મોહે૦

**મીરાં** કહે પ્રભુ ગિરધર નાગર,
ઊલટ ભઈ મોરે નયનનકી. . . મોહે૦

■ ■ ■

## ૧૧૯. યમુના જળમાં કેસર

યમુના જળમાં કેસર ઘોળી, સ્નાન કરાવું શામળા,
હલકે હાથે અંગો ચોળી, લાડ લડાવું શામળા...ટેક.

વસ્ત્રે અંગો લૂછી આપું, પીળું પીતાંબર પ્યારમાં,
તેલ સુગંધીવાળું નાખું, વાંકડિયા તારા વાળળાં...યમુના

કુમકુમ કેશર તિલક લગાવું, ત્રિકમ તારા ભાલમાં,
અલબેલી આંખોમાં આંજુ, અંજન મારા વા'લમાં...યમુના

હસતી જાઉં વાતે વાતે, નાચી ઊઠું તાલમાં,
નજર ન લાગે શ્યામ સુંદીરને, ટપકાં કરી દઉં ગાલમાં...યમુના

પગમાં ઝાંઝર છુમછુમ વાગે, કરમાં કંકણ વા'લમાં,
કાનોમાં કુંડળ, કંઠે માળા, ચોરે ચીતડું ધ્યાનમાં...યમુના

મોર મુગટ માથે પહેરવું, મોરલી આપું હાથમાં,
કૃષ્ણ કૃપાળુ નીરખી શોભા, વારી જાઉં તારા વ્હાલમાં...યમુના

દૂધ કટોરી ભરીને આપું, પીઓને મારા શામળા
ભક્ત મંડળ નીરખી શોભા, રાખો ચરણે શામળા...યમુના

■ ■ ■

## ૧૨૦. યહ પ્રેમ સદા ભરપૂર

યહ પ્રેમ સદા ભરપૂર રહે, ભગવાન તુમારે ચરણોમેં;
યહ અરજ મેરી મંજૂર રહે, ભગવાન તુમારે ચરણોમેં.

જીવન કો મૈંને સૌંપ દીયા, હર દોર તુમારે હાથોમેં;
ઉદ્ધાર પતન અબ મેરા હૈ, ભગવાન તુમારે હાથોમેં.

સંસાર અસાર હૈ સાર નહીં, બાકી ન રહે અબ ભૂખ કહીં;
મૈં હું સંસાર કે બંધન મેં સંસાર તુમારે હાથોમેં.

આંખોમેં સદા યે ધ્યાન રહે,ક ઔર મન ચરણોંમેં લગા રહે;
યહ અંત સમયકી અરજી હૈ, ભગવાન તુમારે ચરણોમેં.

યહ બાર બાર મૈં કહેતા હું, આગે પ્રભુ આપકી મરજી હૈ;
યહ ભાવ સભી ભક્તનકે હૈ, ભગવાન તુમારે ચરણોમેં.

■ ■ ■

## ૧૨૧. રંગાઈ જાને રંગમાં

રંગાઈ જાને રંગમાં સીતારામ તણા સતસંગમાં,
રાધેશ્યામ તણા તું રંગમાં... રંગાઈ...

આજે ભજશું, કાલે ભજશું સીતારામ ક્યારે ભજશું રાધેશ્યામ
શ્વાસ તૂટશે, નાડી તૂટશે, પ્રાણ નહીં રે તારા અંગમાં,
... તું રંગાઈ જાને...

જીવ જાણતો ઝાઝું જીવવું મારું છે પેલા અમર કરી લઉં કામ
તેડું આવશે જમનું જાણજે, જાવું પડશે સંગમાં,
... તું રંગાઈ જાને...

સૌ જીવ કહેતા પછી ભજીશું પેલા મેળવી લોને દામ
રહેવાના કરી લો ઠામ પ્રભુ પડ્યો છે ક્યાં રસ્તામાં
સૌ જન કહેતા જગમાં, ... તું રંગાઈ જાને...

ઘડપણ આવશે ત્યારે ભજીશું, પહેલાં ઘરનાં કામ તમામ,
પછી કરશું તીરથ ધામ. આતમ એક દિન ઊડી જાશે તારું
શરીર રહેશે પલંગમાં ... તું રંગાઈ જાને...

બત્રીસ ભાતનાં ભોજન કરતા ભેગી કરીને ભામ
આમાં ક્યાંથી સાંભરે રામ
દાન પુણ્યથી દૂર રહ્યો તું ફોગટ કરે છે ઘમંડ
... તું રંગાઈ જાને...

■ ■ ■

## ૧૨૨. રાખનાં રમકડાં

રાખનાં રમકડાં, મારા રામે રમતાં રાખ્યાં રે
મૃત્યુલોકની માટીમાંથી માનવ કરીને ભાખ્યાં રે
રાખનાં રમકડાં...

બોલે ડોલે રોજ રમકડાં, નિત નિત રમતું માગે,
આ મારું આ તારું કહીને એકબીજાને ભાંડે રે
રાખનાં રમકડાં...

એ...જી કાચી માટીની કાયામાંથી, માયા કેરા રંગ લગાયા,
એ...જી ઢીંગલા ઢીંગલીએ ઘર માંડ્યાં, ત્યાં વીંઝણલા વીંઝાયા રે
રાખનાં રમકડાં...

તંત અનંતના તંત તૂટ્યા ને, રમત અધૂરી રહી,
તનડાં ને મનડાંની વાતો આવી તેવી ગઈ
રાખનાં રમકડાં...

– અવિનાશ વ્યાસ

■ ■ ■

## ૧૨૩. રાધા ઢૂંઢ રહી, કિસીને મેરા શ્યામ દેખા

રાધા ઢૂંઢ રહી, કિસીને મેરા શ્યામ દેખા

ગોવાળો સે પૂછ રહી કિસીને મેરા શ્યામ દેખા
રાધા તેરા શ્યામ હમને ગોકુળમેં દેખા
ગોકુળમેં દેખા હમને ગલીઓમેં દેખા...રાધા ઢૂંઢ

માખણ ચુરાતે હુવે ઓ રાધા તેરા શ્યામ દેખા
રાધા તેરા શ્યામ હમને જમના તટપે દેખા
જમના તટપે દેખા હમને ગ્વાળો સંગ દેખા...રાધા ઢૂંઢ

ગૌવા ચરાતે હુવે ઓ રાધા તેરા શ્યામ દેખા
રાધા તેરા શ્યામ હમને વૃંદાવનમેં દેખા
વૃંદાવનમેં દેખા સબ ગોપી સંગ દેખા...રાધા ઢૂંઢ

રાસ રચાતે હુવે ઓ રાધા તેરા શ્યામ દેખા
રાધા તેરા શ્યામ હમને પનઘટ પે દેખા
પનઘટ પર દેખા પનિહારી સંગ દેખા...રાધા ઢૂંઢ

મટકા ચઢાતે હુવે ઓ રાધા તેરા શ્યામ દેખા
રાધા તેરા શ્યામ હમને બરસાને મેં દેખા
બરસાનામેં દેખા ચુડી બનાનેવાળા દેખા...રાધા ઢૂંઢ

રાધા રાધા રટતે હુવે એ રાધા તેરા શ્યામ દેખા
રાધા તેરા શ્યામ સારા જગતને દેખા
જગતને દેખા સબ ભગતને દેખા...રાધા ઢૂંઢ
મુરલી બજાતે હુવે ઓ રાધા તેરા શ્યામ દેખા

■ ■ ■

## ૧૨૪. રામનામ લાડવા રે દૂધ સાકરથી મીઠડા

રામનામ લાડવા રે દૂધ સાકરથી મીઠડા,
કૃષ્ણનામ લાડવા રે દૂધ સાકરથી મીઠડા.

માથું દીધું છે તને પ્રભુને નમવા,
નહીં નમે તો જાણજે તુંબડું રે. ...રામ નામ૦

આંખો દીધી છે તને પ્રભુને નિરખવા,
ન નિરખે તો જાણજે કોડિયાં રે. ...રામ નામ૦

કાન દીધા છે તને હરિગુણ સૂણવા
ન સાંભળે તો જાણજે સૂપડાં રે. ...રામ નામ૦

જીભ આપી છે તને હરિરસ પીવા,
ન પીએ તો જાણજે ચામડાં રે. ...રામ નામ૦

હાથ આપ્યા છે તને પુણ્યદાન કરવા,
ન કરે તો જાણજે લાકડાં રે. ...રામ નામ૦

પગ આપ્યા છે તને તીરથ કરવા,
ન કરે તો જાણજે થાંભલા રે. ...રામ નામ૦

કાયા આપી છે તને હરિને પામવા,
નહિ તો જાણજે મડદાં રે. ...રામ નામ૦

■ ■ ■

## ૧૨૫. રામબાણ વાગ્યાં હોય તે જાણે

રામબાણ વાગ્યાં હોય તે જાણે. (૨) ટેક

ધ્રુવને વાગ્યાં પ્રહ્‌લાદને વાગ્યાં, ઠરી બેઠા ઠેકાણે,
ગર્ભવાસમાં શુકદેવજીને વાગ્યાં, વેદ વચન પરમાણે. રામ૦

મોરધ્વજ રાજાનાં મન હરી લેવા, વહાલો પધાર્યા તે ઠામે; રામ૦
કાશીએ જઈને કરવત મેલાવ્યાં, પુત્ર-પત્ની બેઉ તાણે. રામ૦

બાઈ મીરાં ઉપર ક્રોધ કરીને, રાણો ખડ્‌ગ લઈ તાણે; રામ૦
ઝેરના પ્યાલા ગિરિધરલાલે, અમૃત કર્યા એવે ટાણે. રામ૦

નરસિંહ મહેતાની હૂંડી સિકારી, ખેપ કરી ખરે ટાણે; રામ૦
અનેક ભક્તોને એણે ઉગાર્યા, **ધનો ભગત** ઉર આણે. રામ૦

■ ■ ■

## ૧૨૬. રામ રમકડું

(રાગ : ભૈરવી)

રામ રમકડું જડિયું રે,
રાણાજી, મને રામ રમકડું, જડિયું-ટેક૦

રૂમઝૂમ કરતું મારે મંદિરે પધાર્યું,
નહિ કોઈને હાથે ઘડિયું રે, રાણાજી૦

મોટા મોટા મુનિજન મથી મથી થાક્યા,
કોઈ એક વિરલાને હાથે ચડિયું રે. રાણાજી૦

સૂન શિખરના ઘાટથી ઉપર,
અગમ અગોચર નામ પડિયું રે. રાણાજી૦

બાઈ મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,
મારું મન શામળિયાશું જડિયું રે. રાણાજી૦

*– મીરાં*

■ ■ ■

## ૧૨૭. વ્રજ વહાલું રે, વૈકુંઠ

વ્રજ વ્હાલું રે, વૈકુંઠ નહીં આવું રે (૨)
ત્યાં નંદકુંવર ક્યાંથી લાવું રે – વ્રજ...

ત્યાં લલિત ત્રિભંગી નથી ગિરિધારી (૨)
સંગે સોહિયે રાધા પ્યારી (૨)
એમને નિરખતાં આંખ ઠરે મારી રે – વ્રજ...

ત્યાં જમુના શ્રી ગિરિવર છે જ નહીં રે (૨)
મારું મન જ સત્ય ઠરે જ નહીં રે (૨)
મારા પ્રાણ પ્રસન્ન ત્યાં રહે જ નહીં રે – વ્રજ...

ત્યાં શ્રીવૃંદાવન રાસ નહીં રે (૨)
વ્રજ વનિતાની સંગે વિલાસ નહીં રે (૨)
વિષ્ણુ વેણુ વાયાનો અભ્યાસ નહીં રે – વ્રજ...

સુખ સ્વર્ગનું કૃષ્ણ વિણ કડવું રે (૨)
મને ન ગમે બ્રહ્મસદન ચડવું રે (૨)
ધિક્ ધિક્ એ સુખ પામીને પડવું રે – વ્રજ...

*– દયારામ*

■ ■ ■

## ૧૨૮. વાગે છે રે વાગે છે

વાગે છે રે વાગે છે વૃંદાવન મોરલી વાગે છે;
એનો શબ્દ ગગનમાં ગાજે છે, વૃંદાવન – ૧

વૃંદા તે વનને મારગ જાતાં;
વ્હાલો દાણ દધિનાં માગે છે વૃંદાવન – ૨

વૃંદા તે વનમાં રાસ રચ્યો છે,
વ્હાલો રાસ મંડળમાં બિરાજે છે વૃંદાવન – ૩

પીળાં પીતાંબર જરકશી જામા,
વ્હાલાને પીળો તે પટકો વિરાજે છે વૃંદાવન – ૪

કાને તે કુંડળ, ને મસ્તકે મુગટ,
વ્હાલો મુખ પર મોરલી વગાડે છે વૃંદાવન – ૫

વૃંદા તે વનની કુંજગલીમાં,
વ્હાલો થન થન થેઈ થેઈ નાચે છે વૃંદાવન – ૬

બાઈ મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
વ્હાલાનાં દર્શનથી દુઃખડાં ભાગે છે વૃંદાવન – ૭

– *મીરાં*

■ ■ ■

## ૧૨૯. વાદલડી વરસી રે

વાદલડી વરસી રે, સરોવર છલી વળ્યાં,
સાસરિયે જાવું રે, મહિયરિયે મહાલી રહ્યાં. ટેક

મારા પગ કેરાં કડલાં રે, વીરો મારો લેવા હાલ્યો,
વીરા લઈને વહેલો (૨) આવજે રે, સાસરિયાં મારાં ઘેરે બેઠાં... વાદલડી૦

મારા હાથ કેરો ચૂડલો રે, વીરો મારો લેવા હાલ્યો,
વીરા લઈને વહેલો (૨) આવજે રે, સાસરિયાં મારાં ઘેરે બેઠાં... વાદલડી૦

મારી ડોક કેરો હારલો રે, વીરો મારો લેવા હાલ્યો,
વીરા લઈને વહેલો (૨) આવજે રે, સાસરિયાં મારાં ઘેરે બેઠાં... વાદલડી૦

મારા નાક કેરી નથણી રે, વીરો મારો લેવા હાલ્યો,
વીરા લઈને વહેલો (૨) આવજે રે, સાસરિયાં મારાં ઘેરે બેઠાં... વાદલડી૦

વાદલડી વરસી રે, સરોવર છલી વળ્યાં,
સાસરિયે જાવું રે, મહિયરિયે મહાલી રહ્યાં. ટેક

■ ■ ■

## ૧૩૦. સુંદિરવર શામળિયા

વા વાયા ને વાદળ ઊમટ્યાં, ગોકુળમાં ટહુક્યા મોર,
મળવા આવો સુંદિરવર શામળિયા. ટેક

તમે મળવાને ના'વો શા માટે ?
ન આવો તો નંદજીની આણ, સુંદિરવર શામળિયા.

તમે ગોકુળમાં ગૌધન ચારંતા,
તમે છો રે સદાયના ચોર, સુંદિરવર શામળિયા.

તમે કાળી તે કામળી ઓઢંતા,
તમે ભરવાડણના ભાણેજ, સુંદિરવર શામળિયા.

તમે વ્રજમાં તે વાંસળી વાજંતા,
તમે ગોપીઓના ચિત્ત ચોર, સુંદિરવર શામળિયા.

મહેતા નરસૈંયાના સ્વામી શામળિયા,
અમને તેડી રમાડ્યા રાસ, સુંદિરવર શામળિયા.

■ ■ ■

## ૧૩૧. વાંકે અંબોડે શ્રીનાથજી

વાંકે અંબોડે શ્રીનાથજી ને સુંદર શ્યામ સ્વરૂપ,
શ્રી વલ્લભ સુત સેવા કરે એ શ્રીગોકુળના ભૂપ.

પાઘ બાંધે વાલો જરકશી ને સુંદર વાઘા સાર,
પટકા તે છે પંચ રંગના, સજીઆ તે સોળ શૃંગાર.

કેસરી તિલક સોહામણાં, નાસિકા વિશ્વાધાર,
ચિબુકની અતિ કાન્તિ છે, કંઠે મોતીના હાર.

હડપચીએ હીરલો ઝગમગે, એના તેજ તણો નહીં પાર,
અધર બિંબ એ રસિક છે, ધળકે છે જ્યોત પ્રકાશ.

બાંહે બાજુબંધ બેરખા, હરિના ખિટળિયાળા કેશ,
નીરખ્યાં ને વળી નીરખીશું, એનો પાર ન પામે શેષ.

ડાબી બાજુએ ગિરિવર ધર્યો, જમણે કટિ મધ્યભાગ,
કૃપા કરો શ્રીનાથજી, મ્હારાં હૈયાં ટાઢાં થાય.

પાયે ઘૂઘરી રણઝણે, મોજડીએ મોતીનો હાર,
કૃપા કરો શ્રીનાથજી, બલિહારી માધવદાસ.

માધવદાસ કહે હરિ મારું, માગ્યું આપો મહારાજ,
લળી લળી કરું વિનતિ, મુને દીજો વ્રજમાં વાસ.

■ ■ ■

## ૧૩૨. હરિઃૐ વિઠ્ઠલા

વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા હરિઃૐ વિઠ્ઠલા
કોણ કોણે દીઠેલા હરિઃૐ વિઠ્ઠલા
નરસૈંયાએ દીઠેલા હરિઃૐ વિઠ્ઠલા
જૂનાગઢમાં આવેલા હરિઃૐ વિઠ્ઠલા
બાવન પરચા પૂરેલા હરિઃૐ વિઠ્ઠલા

વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા હરિઃૐ વિઠ્ઠલા
કોણે કોણે દીઠેલા હરિઃૐ વિઠ્ઠલા
મીરાં બાઈએ દીઠેલા હરિઃૐ વિઠ્ઠલા
ઝેરના અમૃત કીધેલા હરિઃૐ વિઠ્ઠલા

વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા હરિઃૐ વિઠ્ઠલા
કોણે કોણે દીઠેલા હરિઃૐ વિઠ્ઠલા
બોડાણાએ દીઠેલા હરિઃૐ વિઠ્ઠલા
દ્વારિકામાં આવેલા હરિઃૐ વિઠ્ઠલા
ડાકોરમાં સ્થાપેલા હરિઃૐ વિઠ્ઠલા

વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા હરિઃૐ વિઠ્ઠલા
કોણે કોણે દીઠેલા હરિઃૐ વિઠ્ઠલા
પુંડરીકે દીઠેલા હરિઃૐ વિઠ્ઠલા
પંઢરપુરમાં આવેલા હરિઃૐ વિઠ્ઠલા
ઇંટમાંથી બોલેલા હરિઃૐ વિઠ્ઠલા

વિઠ્ઠલ વિઠ્ઠલ વિઠ્ઠલા હરિઃૐ વિઠ્ઠલા
કોણે કોણે દીઠેલા હરિઃૐ વિઠ્ઠલા
**મોટાએ** દીઠેલા હરિઃૐ વિઠ્ઠલા
બોદાલમાં આવેલા હરિઃૐ વિઠ્ઠલા
આણંદમાં ઝેર ઉતારેલા હરિઃૐ વિઠ્ઠલા

■ ■ ■

## ૧૩૩. વૈષ્ણવજન તો તેને કહીએ

વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે. ધ્રુ.

સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે. ૧

સમદૃષ્ટિ ને તૃષ્ણાત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. ૨

મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના તનમાં રે;
રામનામ શું તાળી રે લાગી, સકળ તીરથ તેના મનમાં રે. ૩

વણલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યાં રે;
ભણે નરસૈંયો તેનું દર્શન કરતાં, કુળ ઈકોતેર તાર્યાં રે. ૪

— *નરસિંહ*

■ ■ ■

## ૧૩૪. વૈષ્ણવ નથી થયો તું રે

(રાગઃ આસાવારી - તીનતાલ)

વૈષ્ણવ નથી થયો તું રે, શીદ ગુમાનમાં ઘૂમે;
હરિજન નથી થયો તું રે... ટેક

હરિજન જોઈ હૈડું નવ હરખે દ્રવે ન હરિગુણ ગાતા,
કામધામ ચટકી નથી પટકી, ક્રોધે લોચન રાતા.
તુજ સંગે કોઈ વૈષ્ણવ થાએ, તો તું વૈષ્ણવ સાચો,
તારા સંગનો રંગ ન લાગે, તાંહા લગી તું કાચો.
પર દુઃખ દેખી હૃદે ન દાઝે, પરનિંદા નથી ડરતો,
વહાલ નથી વિઠ્ઠલશું સાચું, હઠે ન હું હું કરતો.
પરોપકારે પ્રીત ન તુજને, સ્વારથ છૂટ્યો છે નહીં;
કહેણી તેવી રહેણી ન મળે, કાંહાં, લખ્યું એમ કહેની.

ભજવાની રુચિ નથી મન નિશ્ચે, નથી હરિનો વિશ્વાસ,
જગત તણી આશા છે જાંહાં લગી, જગત ગુરુ તું દાસ.
મન તણો ગુરુ મન કરશે તો, સાચી વસ્તુ જડશે,
દયા દુઃખ કે સુખ માન પણ, સાચું કહેવું પડશે.

— *દયારામ*

■ ■ ■

## ૧૩૫. ૐ શરણચરણ લેજો, પ્રભુ શરણચરણ લેજો

ૐ શરણચરણ લેજો, પ્રભુ શરણચરણ લેજો
પતિત ઉગારી લેજો (૨) કર ગ્રહી ઉર લેજો... ૐ શરણ
મનવાણીના ભાવો કર્મ વિષે, ઊતરો, પ્રભુ (૨)
મન, વાણી ને દિલને (૨) કૃપાથી એક કરો... ૐ શરણ
સર્વ મળેલાં સાથે, દિલ સદ્ભાવ ઊગો, પ્રભુ (૨)
છો અપમાન થયાં હો (૨) ત્યાંયે ભાવ બઢો... ૐ શરણ
નિમ્ન પ્રકારની વૃત્તિ, ઊર્ધ્વગમન કરવા, પ્રભુ (૨)
પ્રભુકૃપાથી મથાજો (૨) ચરણશરણ ગ્રહવા... ૐ શરણ
મનના સકળ વિચારો, પ્રાણતણી વૃત્તિ, પ્રભુ (૨)
બુદ્ધિતણી સૌ શંકા (૨) ચરણકમળ ગળજો... ૐ શરણ
જેવા દિલ હોઈએ પ્રભુ, તેવા દેખાવા, પ્રભુ (૨)
મતિ મુજ ખુલ્લી રે'જો (૨) સ્પષ્ટ જ પરખાવા... ૐ શરણ
દિલમાં કંઈક ભર્યું હો, તે થકી બીજું ઊલટું, પ્રભુ (૨)
કદી પણ મુજથી ન બનજો (૨) એવી મતિ દેજો... ૐ શરણ
જ્યાં જ્યાં ગુણ ને ભાવ, દિલ ત્યાં મુજ ઠરજો, પ્રભુ (૨)
ગુણ ને ભાવની ભક્તિ (૨) દિલ મુજ સંચરજો... ૐ શરણ
મન, મતિ, પ્રાણ પ્રભુ, તુજ ભાવ થકી ગળજો, પ્રભુ (૨)
દિલમાં તુજ ભક્તિની (૨) છોળો ઊછળજો... ૐ શરણ

— **શ્રીમોટા**

■ ■ ■

## ૧૩૬. શંભુ ચરણે પડી (શિવસ્તુતિ)

શંભુ ચરણે પડી, માગું ઘડીએ ઘડી, કષ્ટ કાપો
દયા કરી દર્શન શિવ આપો...ટેક.

તમે ભક્તોનાં દુઃખ હરનારા, શુભ સૌનું સદા કરનારા.
હું તો મંદમતિ, તારી અકળ ગતિ, કષ્ટ કાપો...દયા કરી

અંગે ભસ્મ સ્મશાનની ચોળી, સંગે રાખો સદા ભૂત ટોળી,
ભાલે ચંદ્ર ધર્યો, કંઠે વિષ ભર્યું, અમૃત આપો...દયા કરી

નેતિ નેતિ જ્યાં વેદ કહે છે, મારું ચિતડું ત્યાં જાવા ચહે છે,
સારા જગમાં છે તું, વસું તારામાં હું, શક્તિ આપો...દયા કરી

હું તો એકલપંથ પ્રવાસી, છતાં આતમ કેમ ઉદાસી?
થાક્યો મથી મથી, કારણ જડતું નથી, સમજણ આપો...દયા કરી

આપો દૃષ્ટિમાં તેજ અનોખું, સારી સૃષ્ટિમાં શિવરૂપ દેખું,
મારા દિલમાં વસો, આવી હૈયે હસો, શાંતિ સ્થાપો...દયા કરી

ભોળા મહાદેવ ભવદુઃખ કાપો, નિત્ય સેવાનું શુભ ફળ આપો,
ટાળો માન-મદ, ગાળો ગર્વ સદા, ભક્તિ આપો...દયા કરી

અંગે શોભે છે રુદ્રની માળા, કંઠે લટકે છે ભોરિંગ કાળા,
તમે ઉમિયા પતિ, કરો શુદ્ધ મતિ, કષ્ટ કાપો...દયા કરી

શંભુ ચરણે પડી, માગું ઘડીએ ઘડી, કષ્ટ કાપો
દયા કરી દર્શન શિવ આપો

■ ■ ■

## ૧૩૭. શ્રી અર્જુન ગીતા

શ્રીકૃષ્ણ કહે સાંભળ અર્જુન ભક્તિ વિષે તમે રાખો મન.
ભક્તિ થકી અળગો નવ ખસું હૃદયકમળમાં વાસો વસું.
મારી દેહ મારા ભક્તોની સહી તેમાં ભિન્ન ભેદ તમે જાણો નહિ.
મને ભક્ત વહાલા છે ઘણું હું કારજ કરું સેવક તણું.
ભક્ત તણું હું રક્ષણ કરું હસ્ત છાયા મસ્તક શિર ધરું.
ભક્તિ ઉપર છે મારું મન ધેનુ ચરાવા ઇચ્છું વન.
ખરો મિત્ર મૂકું નહિ ઘડી મને સેવકની ચિંતા ઘણી.
ખાય ખર્ચે મુજ નિમિત્ત કરી અક્ષય ભંડાર તેને આપું ભરી.
પાષાણમાંથી પ્રગટ જ થઈ ભક્ત માગે તે હું આપું સહી.
સુખ દુઃખનો વાધ્યો સંબંધ અક્ષર લખ્યા પહેલે દિન.
મારું લખ્યું ફોગટ નવ થાય ચાહે દેશ મેલી પરદેશે જાય.
ભલુ ભૂંડું માથે નવ લઉં હૃદયમાં બેસી શિખામણ દઉં.
મારી માયા કોઈ નવ લહે શ્રીફળમાં જેમ પાણી રહે.
કોટિ બ્રહ્માંડ ભાંગું ને ઘડું એક પલકમાં હું પેદા કરું.
જળ સ્થળ પૃથ્વી ને આકાશ સર્વ ભૂતલમાં મારો વાસ.
જપ તપ તીરથ મારું કરે એ સહું નીર સાગરમાં ભરે.
એવું જાણી જે મુજને ભજે મોહ માયા અહંકાર તજે.
સર્વ લોકને સરખા જાણ કીડી કુંજર એક સમાન.
રાત દિવસ હરિના ગુણ ગાય ત્યાં મારું મન પ્રસન્ન થાય.
મને જે મન સોંપે તે ખરું તેની ઇચ્છા હું પૂર્ણ કરું.
એક તરફ ધન સીંચે દિન રાત તેને બાંધી આપું જમને હાથ.
મને સેવ્યાનું ફળ છે ઘણું વિમાન બેસાડી વૈકુંઠ મોકલું.
અર્જુન તું વહાલો છે ઘણું મુજની વાત તુજ આગળ કરું.
ગીતાનો અર્થ હતો જેહ મેં તુજને સંભળાવ્યો તેહ.
સહુ મળી લેજો હરિનું નામ રાત દિવસ ભજવા ભગવાન.

■ ■ ■

## ૧૩૮. શ્રીઅષ્ટાક્ષર મહામંત્ર ધ્વનિ

શ્રીકૃષ્ણઃ શરણં મમ, શ્રીકૃષ્ણઃ શરણં મમ
શ્રીકૃષ્ણઃ શરણં મમ, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૧

કદમ્બ કેરી ડાળો બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
જમુના કેરી પાળો બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૨

વ્રજ ચોરાસી કોસ બોલે શ્રીકૃષ્ણઃ શરણં મમ
કુંડ કુંડની સીડીઓ બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૩

કમલ કમલ પર મધુકર બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
ડાળ ડાળ પર પક્ષી બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૪

વૃંદાવનમાં વૃક્ષો બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
ગોકુલિયાની ગાયો બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૫

કુંજ-કુંજવન-ઉપવન બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
વ્રજ ભૂમિનાં રજકણ બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૬

રાસ રમંતી ગોપી બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
ધેનુ ચરાવતા ગોપ બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૭

વાજાં ને તબલામાં બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
શરણાઈ ને તંબૂરમાં બોલે શ્રીકૃષ્ણઃ શરણં મમ ૮

નૃત્ય કરતી નારી બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
કેસર કેરી ક્યારી બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૯

આકાશે - પાતાળે બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
ચૌદ લોક બ્રહ્માંડે બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૧૦

ચન્દ સરોવર ચોકે બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
પત્ર પત્ર શાખાએ બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૧૧

આંબ-લીંબુ ને જાંબુ બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
વનસ્પતિ હરિયાળી બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૧૨

જતીપુરાના લોકો બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
મથુરાજીના ચોબા બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૧૩

ગોવર્ધનને શિખરે બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
ગલી-ગલી ગહેવરવન બોલે શ્રીકૃષ્ણઃ શરણં મમ ૧૪

વેણુસ્વર સંગીતે બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
કળા કરતાં મોર બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૧૫

પુલિનકંદરા મધુબન બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
આંબા ડાળે કોયલ બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૧૬

શ્રી જમુનાજીની લ્હેરો બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
તુલસીજીના ક્યારા બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૧૭

સર્વ જગતમાં વ્યાપક બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
વિરહીજનનાં હૈયાં બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૧૮

કૃષ્ણવિયોગ આતુર બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
વલ્લભ વૈષ્ણવ સર્વે બોલે શ્રીકૃષ્ણઃ શરણં મમ ૧૯

મધુર વીણા વાજિંત્રો બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
કુમુદિની સરોવરમાં બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૨૦

ચન્દ્ર - સૂર્ય આકાશે બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
તારલિયાના મંડળ બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૨૧

અષ્ટ પ્રહર આનંદે બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
રોમ-રોમ વ્યાકુળ થઈ બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૨૨

મહામંત્ર મન માંહે બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ
જુગલચરણ અનુરાગે બોલે, શ્રીકૃષ્ણઃ શરણં મમ ૨૩

— **જુગલચરણ**

## ૧૩૯. શ્રીરામચંદ્ર કૃપાલુ

(રાગ : હમીર, તાલ : કેરવા)

શ્રી રામચંદ્ર કૃપાલુ ભજ મન હરણભવભયદારુણં,
નવકંજલોચન, કંજમુખ, કરકંજ, પદકંજારુણં. ૧

કંદર્પ અગણિત અમિત છબી, નવનીર નીરદસુંદરં,
પટપીત માનહુ, તડિત રુચિશુચિ નૌમિ જનકસુતાવરં. ૨

ભજ દીનબંધુ દિનેશ દાનવદલન દુષ્ટ નિકંદનં,
રઘુનંદ આનંદકંદ કૌસલચંદ દશરથનંદનં. ૩

શિર મુકુટ કુંડલતિલક ચારુ ઉદારઅંગ વિભૂષણં,
આજાનભુજ શરચાપધર, સંગ્રામજિત ખરદૂષણં. ૪

ઇતિ વદતિ **તુલસીદાસ** શંકર શેષ મુનિમનરંજનં,
મમ હૃદયકંજ નિવાસ કુરુ, કામાદિ ખલ-દલગંજનં. ૫

■ ■ ■

## ૧૪૦. શ્રીજી બાવા દીન દયાળા

શ્રીજી બાવા દીન દયાળા ! ભક્ત તમારો જાણજો,
હરિગુણ ગાકાં દોષ પડે તો સેવા અમારી માનજો.

હું અપરાધી કાંઈ ન સમજ્યો નામ તમારાં અપાર છે,
દાસ ઉપર દયા કરો તો ગુણ તમારા ગાય છે.

ઓ દીનબંધુ, ઓ રે દયાળું ! પ્રાર્થના કરું કરગરી,
દાસ ઉપર દયા કરો તો ફેરે જન્મ ના ધરું ફરી.

ગૌલોકવાસી વૈકુંઠવાસી બુદ્ધિ અમારી સુધારજો,
જન્મ મરણનાં બંધન છૂટે એવી ભક્તિ અમને આપજો.

અંત સમયે પ્રભુ દયા કરીને દર્શન દેવા આવજો,
દાસ ઉપર દયા કરીને ચરણ કમળમાં રાખજો.

■ ■ ■

## ૧૪૧. શ્રીમન્નારાયણ

શ્રીમન્નારાયણ નારાયણ નારાયણ, (૨)
લક્ષ્મીનારાયણ નારાયણ નારાયણ; (૨)
નરનારાયણ નારાયણ નારાયણ, (૨)
જપો અખંડ જીભે પારાયણ. (૨) શ્રીમન્નારાયણ૦

શિવ સનકાદિક આદિ બ્રહ્માદિક, (૨)
સુમીર સુમીર ભયા પારાયણ. (૨) શ્રીમન્નારાયણ૦

ચારે વેદ પુરાણ અષ્ટદશ, (૨)
વેદ વ્યાસજીકો પારાયણ. (૨) શ્રીમન્નારાયણ૦

વિષ્ણુપુરાણ ભાગવત ગીતા, (૨)
વાલ્મીકિજી રામાયણ. (૨) શ્રીમન્નારાયણ૦

જો નારાયણ નામ લેત હૈં, (૨)
પાપ હોત સબ છારાયણ. (૨) શ્રીમન્નારાયણ૦

જો કોઈ ભક્તિ કરે માધવકી, (૨)
માતાપિતા કુલ તારાયણ. (૨) શ્રીમન્નારાયણ૦

માધવદાસ આશ રઘુવરકી, (૨)
ભવસાગર ભયે પારાયણ. (૨) શ્રીમન્નારાયણ૦

■ ■ ■

## ૧૪૨. હરિ ઘરે આવોને !

શેરી વળાવી સજ્જ કરું, ઘરે આવોને,
આંગણિયે વેરું ફૂલ, હરિ, ઘેર આવોને. ધ્રુવ૦

ઉતારા આપીશ ઓરડા, ઘરે આવોને,
મેડીના મોલ જ દૈશ, હરિ, ઘેર આવોને. –શેરી વળાવી૦

દાતણ આપીશ દાડમી, ઘરે આવોને,
કરેણી કાંબ જ દૈશ, હરિ, ઘેર આવોને. –શેરી વળાવી૦

નાવણ આપીશ કૂંડીયું, ઘરે આવોને,
નદીયુંનાં નીર જ દૈશ, હરિ, ઘેર આવોને. –શેરી વળાવી૦

ભોજન આપીશ લાપસી, ઘરે આવોને,
કઢિયેલાં દૂધ જ દૈશ, હરિ, ઘેર આવોને. –શેરી વળાવી૦

મુખવાસ આપીશ એલચી, ઘરે આવોને,
પાન બીડલાં દૈશ પચાસ, હરિ, ઘેર આવોને. –શેરી વળાવી૦

રમત આપીશ સોગઠાં, ઘરે આવોને,
પાસાંની જોડ જ દૈશ, હરિ, ઘેર આવોને. –શેરી વળાવી૦

પોઢણ આપીશ ઢોલિયા, ઘરે આવોને,
હીંડોળા ખાટ જ દૈશ, હરિ, ઘેર આવોને. –શેરી વળાવી૦

■ ■ ■

## ૧૪૩. સબસે ઊંચી પ્રેમ સગાઈ

સબસે ઊંચી પ્રેમ સગાઈ (૨)
દુર્યોધનકો મેવા ત્યાગી, સાગ વિદુર ઘર પાઈ... ધ્રુ.

જૂઠે ફલ શબરી કે ખાયે, બહુવિધિ પ્રેમ લગાઈ,
પ્રેમ કે બસ નૃપ-સેવા કિન્હીં, આપ બને હરિ નાઈ... ૧.

રાજસૂય યજ્ઞ યુધિષ્ઠિર કીનો, તામેં જૂઠ ઉઠાઈ,
પ્રેમ કે બસ અર્જુન-રથ હાંક્યો, ભૂલ ગયે ઠકુરાઈ... ૨.

ઐસી પ્રીતિ બઢી વૃંદાવન, ગોપિન નાચ નચાઈ,
'સૂર' ઈસ લાયક નાહી, કહ લગી કરૌ બડાઈ... ૩.

■ ■ ■

## ૧૪૪. સમતાથી દર્દ સહુ...

સમતાથી દર્દ સહુ પ્રભુ! એવું બળ દેજો,
મારી વિનંતી માનીને મને આટલું બળ દેજો...

કોઈ ભવમાં બાંધેલાં મારાં કર્મો જાગ્યા છે,
કાયાના દર્દરૂપે મને પીડવા લાગ્યા છે,
આ જ્ઞાન રહે તાજું, એવું સિંચન જળ દેજો... સમતા૦

દર્દોની આ પીડા સહેવાથી મટશે નહિ,
કલ્પાંત કરું તોપણ આ દુઃખ તો ઘટશે નહિ,
દુર્ધ્યાન નથી કરવું એવું નિશ્ચય બળ દેજો... સમતા૦

આ કાયા અટકી છે નથી થાતાં તુજ દર્શન,
ના જઈ શકું સૂણવાને ગુરુની વાણી પાવન,
જિનમંદિર જાવાનું ફરીને અંજળ દેજો... સમતા૦

નથી થાતી ધર્મક્રિયા એનો રંજ ઘણો મનમાં,
મારી તો દોડે છે પણ શક્તિ નથી તનમાં,
મારી હોંશ પૂરી થાએ એવા શુભ અવસર દેજો... સમતા૦

છોને આ દર્દ વધે, હું મોત નહિ માગું,
વળી, છેલ્લા શ્વાસ સુધી હું ધર્મ નહિ ત્યાગું,
રહે ભાવ સમાધિનો એવી અંતિમ પળ દેજો... સમતા૦

■ ■ ■

## ૧૪૫. સમય મારો સાધજે વ્હાલા

સમય મારો સાધજે વહાલા કરું હું તો કાલાવાલા-
અંત સમય આવશે જ્યારે,
દેહનું નહિ રહે ભાન–ભાન દેહનું નહિ રહે ભાન
એ રે સમય મુખે તુલસી દેજો,
દેજો યમુના પાન–પાન દેજે યમુના પાન – સમય

જીભલડી મારી પરવશ બનશે,
હારી બેસું હું હામ–હામ હારી બેસું હું હામ;
એ રે સમય મારી વ્હારે ચઢીને
રાખજે તારું નામ–નામ રાખજે તારું નામ – સમય

કંઠ રુંધાશે ને નાડીઓ તૂટશે,
તૂટશે જીવન દોર–દોર તૂટશે જીવનદોર;
એ રે સમય મારા અલબેલાજી
કરજે બંસી શોર–શોર કરજે બંસી શોર – સમય

આંખલડી મારી પાવન કરજે,
ને દેજે એક જ લ્હાણ–લ્હાણ દેજે એક જ લ્હાણ;
શ્યામસુંદર તારી ઝાંખી કરીને,
પુનિત છોડે પ્રાણ–પ્રાણ પુનિત છોડે પ્રાણ-
સમય મારો સાધજે વહાલા

– *પુનિત*

■ ■ ■

## ૧૪૬. સરોવર કાંઠે શબરી

સરોવર કાંઠે શબરી બેઠી, રટે રામનું નામ,
એક દિન આવશે સ્વામી મારા અંતરના આરામ. ટેક૦

વડલા નીચે ઝૂંપડી એની, માતાપિતા નહીં બાંધવ બેની,
એકલી એક જ ધ્યાને બેઠી, ગાંડી કહે ગામ. એક દિન૦

ઋષિનાં વચનો હૈયે રાખી, દૂર દૂર ઘણી નજરો નાખી,
ફળફૂલ લાવે ભોગ ધરાવે, કરતી એનું કામ. એક દિન૦

રાત દિવસ ને વર્ષો ગયાં, શબરીબાઈ તો ઘરડાં થયાં,
ઝગમગે એક આશા જ્યોતિ, સુકાયા હાડ ને ચામ. એક દિન૦

આજે વનમાં વેણું વાગે, વસંત સેના નીકળી લાગે,
શીતળ મંદ સુગંધી વાયુ, વાતો ઠામોઠામ. એક દિન૦

આજ પધાર્યા શબરીના સ્વામી, ધન્યતા ભીલડી આજે પામી,
શ્રદ્ધા વેલી પાંગરી આજે, વૃત્તિ પામી વિરામ. એક દિન૦

સજન નયને રૂપ નિહાળે, પ્રભુ મળ્યા છે લાંબે ગાળે,
ગદ્‌ગદ્‌ કંઠે રોમાંચ થયા, ને શરીર થયું સૂમસામ. એક દિન૦

શબરીને પ્રભુએ સ્વસ્થ જ કીધી, લક્ષ્મણે ભક્તિ જોઈ લીધી,
જળપાત્ર માગી પ્રભુજી બોલ્યા, ભોજનની છે હામ. એક દિન૦

છાબ ભરીને બોરાં લાવી, ચાખી ચાખીને આપતી આવી,
ભાવ ધરી આરોગ્યાં પ્રભુજીએ, લીધો ઘડી વિશ્રામ. એક દિન૦

પંપાપુરની ભીલડી આ તો, જગમાં જેની અમર વાતો,
રામ સિધાવ્યા રાવણ હણવા, શબરી ગઈ સ્વધામ. એક દિન૦

■ ■ ■

## ૧૪૭. સાખીઓ અને દોહરા

જહાં રામ તહાં કામ નહિ, કામ તહાં નહિ રામ,
તુલસી દોનું ના રહે, રવિ રજની એક ઠામ.
કામ ક્રોધ મદ લોભકી, જબ લગ મનમે આણ,
તુલસી પંડિત મૂરખો, દોઉ એક સમાન.
ન ધન રહે ન જોબન રહે, ન રહે ઘર કે ઠામ,
તુલસી જગમેં જશ રહે, કર દે કીસી કા કામ.
પ્રેમ, નેમ હરિનો ગમે, ઉચ્ચ નીચ ઘર જાય,
વિદૂર ઘર ભાજી અરુ, શબરીન કે ફળ ખાય.
દીનવત્સલ ભગવાનકી, ભલી નજર જો થાય;
તો તૃણકા મેરુ બને, મૂંગા મંગળ ગાય.
હરિ ભજતા જોબન ગયું, ધન ગયું દેતા દાન;
પ્રાણ ગયા પરમાર્થમાં, એ ત્રણે ગયા ન જાણ.
શેરી મિત્રો સો મળે, તાળી મિત્ર અનેક,
જેમાં સુખદુઃખ વામીએ સો લખનમાં એક.

■ ■ ■

તુલસી પરઘર જાય કે, દુઃખ ન કહિયે રોય;
માન ગુમાવે અપનો, બાંટ ન લેવે કોઈ.
મૃગ નાભી કસ્તુરી વસે, ભટકત જંગલ હોય,
રામ બસત સબકે હૃદય, પર સમજે નહિ કોય.
જગમે વેરી કોઈ નહિ, જો મન શીતલ હોય,
તુલસી ઈતના યાદ રખ, દયા કરે સબ કોય.
અનીતિ સે ધન હોત હે, વર્ષ પાંચ કે સાત;
તુલસી દ્વાદશ વર્ષ મે, જડા મૂલ સે જાત.
જ્ઞાન ગરીબી હરિભજન, કોમલ બચન અદોષ,
તુલસી કભી ના છાંડીએ, ક્ષમા શીલ સંતોષ.

પ્રીતિ રામપદ નીતિ પંથ, ચલે રાગરસ જીતી,
તુલસી સંતનકે મતે, વહી ભક્તનકી રીતી.

દુર્જનકી કૃપા બૂરી, ભલો સજ્જન કો ત્રાસ,
જબ સૂરજ ગરમી કરે, તબ બરસન કી આશ.

ફિકર સબકો ખા ગઈ, ફિકર સબકા પીર;
ફિકર કી ફાકી કરે, ઉનકા નામ ફકીર.

■ ■ ■

દયા ગરીબી બંદગી, સમતા શીલ સ્વભાવ,
એ તે લક્ષણ સાધુ કે, કહે કબીર સદ્ભાવ.

આશા તજે માયા તજે, મોહ તજે અરુ માન,
હર્ષ શોક નિંદા તજે, કહે કબીર સંત જાન.

■ ■ ■

નમન નમન મેં ફેર હે, બહોત નમે નાદાન,
દગલબાજ દોઢા નમે, ચિત્તા ચોર કમાન.

રામનામ લાડવા ગોપાળ નામ ઘી,
કૃષ્ણ નામ ખાંડ-ઘી ઘોળી ઘોળી પી.

પરનારી ઝેરી છૂરી, જૈસી લસનકી ખાન,
ખૂણે બેસી ખાવે તોયે પ્રગટ હોવે નિદાન.

આ હું કરું આ મેં કર્યું, માનવી મિથ્યા બકે,
કિરતારની આજ્ઞા વિના એક પાન નવ હાલી શકે.

એક ઘડી આધી ઘડી, આધી મેં પુની આધ,
તુલસી સંગત સંતકી કરે કોટી અપરાધ.

તુલસી હાય ગરીબકી કભી ન ખાલી જાય,
મુએ ઢોરકે ચામસે લોહા ભસ્મ હો જાય.

■ ■ ■

**છંદ**

અષાઢ ઉચ્ચારં મેઘ મલારં બની બહારં જલધારં
દાદુર ડકારં મયુર મલારં તડીતા તારં વિસ્તારં
ના લહી સંભારં પ્યાસ અપારં નંદકુમાર નિરખ્યારી
કહે રાધા પ્યારી હું બલિહારી ગોકુળ આવો ગિરધારી
રે ગોકુળ આવો ગિરધારી

**સાખી**

તીર્થ ગયે ફલ એક હૈ, સંત મિલે ફલ ચાર,
સદ્‌ગુરુ મિલે અનેક ફલ, કહત કબીર બિચાર.

**ધૂન**

તુમ બોલો મોરી રસના હરિ રે હરિ (૩)
હરિ રે હરિ, હરિ રે હરિ, હરિ રે હરિ.
સત્ય સ્વરૂપે હરિ, પ્રેમ સ્વરૂપે હરિ;
ત્યાગ સ્વરૂપે હરિ, સેવા સ્વરૂપે હરિ... તુમ

■ ■ ■

શ્રીકૃષ્ણ ગોવિન્દ, હરે મુરારે,
હે નાથ નારાયણ વાસુદેવાય.

■ ■ ■

રાજ્ય માગૂં નહીં, સ્વર્ગ માગૂં નહીં,
મુક્તિ કી નીંદમેં ક્યા મઝા હૈ?
દીન કે દુઃખ ભવ ભવ મીટાતા રહું,
દીનબંધો યહી વર મુઝે દે!

■ ■ ■

નારાયણ નારાયણ જય ગોવિન્દ હરે,
નારાયણ નારાયણ જય ગોવિન્દ હરે.

■ ■ ■

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે!
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે!

■ ■ ■

## ૧૪૮. સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો (ગીતાજી : અધ્યાય-૨)

**શ્રી અર્જુન બોલ્યા–**

સમાધિમાં સ્થિતપ્રજ્ઞ, જાણવો કેમ કેશવ !
બોલે, રહે, ફરે, કેમ, મુનિ જે સ્થિરબુદ્ધિનો ? ૫૪

**શ્રી ભગવાન બોલ્યા–**

મનની કામના સર્વે છોડીને આત્મામાં જ જે,
રહે સંતુષ્ટ આત્માએ, તે સ્થિતપ્રજ્ઞ જાણવો. ૫૫

દુઃખે ઉદ્વેગ ના ચિત્તે, સુખોની ઝંખના ગઈ,
ગયા રાગ, ભય, ક્રોધ, મુનિ તે સ્થિર બુદ્ધિનો. ૫૬

આસક્ત નહીં જે ક્યાંય, મળ્યે કાંઈ શુભાશુભ,
ન કરે હર્ષ કે દ્વેષ, તેની પ્રજ્ઞા થઈ સ્થિર. ૫૭

કાચબો જેમ અંગોને, તેમ જે વિષયો થકી,
સંકેલે ઇન્દ્રિયો પૂર્ણ, તેની પ્રજ્ઞા થઈ સ્થિર. ૫૮

નિસહારી શરીરીના, ટળે છે વિષયો છતાં,
રસ રહી જતો તેમાં, તે ટળે પેખતાં પરમ્. ૫૯

પ્રયત્નમાં રહે તોયે શાણાયે નરનાં હરે,
મનને ઇન્દ્રિયો મસ્ત, વેગથી વિષયો ભણી. ૬૦

યોગથી તે વશે રાખી રહેવું મત્પરાયણ,
ઇન્દ્રિયો સંયમે જેની, તેની પ્રજ્ઞા થઈ સ્થિર. ૬૧

વિષયોનું રહે ધ્યાન, તેમાં આસક્તિ ઉપજે,
જન્મે આસક્તિથી કામ-ક્રોધથી નીપજે. ૬૨

ક્રોધથી મૂઢતા આવે, મૂઢતા સ્મૃતિને હરે,
સ્મૃતિ લોપે બુદ્ધિ નાશ, બુદ્ધિ નાશે વિનાશ છે. ૬૩

રાગ ને દ્વેષ છૂટેલી, ઇન્દ્રિયો વિષયો ગ્રહે,
વશેન્દ્રિય સ્થિરાત્મા જે, તે પામે છે પ્રસન્નતા. ૬૪

પામ્યે પ્રસન્નતા તેનાં, દુઃખો સૌ નાશ પામતાં,
પામ્યો પ્રસન્નતા તેની બુદ્ધિ શીઘ્ર બને સ્થિર. ૬૫

અયોગીને નથી બુદ્ધિ, અયોગીને ન ભાવના,
ન ભાવહીનને શાંતિ, સુખ ક્યાંથી અશાંતને ? ૬૬

ઇન્દ્રિયો વિષયે દોડે, તે પૂંઠે જે વહે મન,
દેહીની તે હરે બુદ્ધિ, જેમ વા નાવને જળે. ૬૭

તેથી જેણે બધી રીતે રક્ષેલી વિષયો થકી,
ઇન્દ્રિયો નિગ્રહે રાખી, તેની પ્રજ્ઞા થઈ સ્થિર. ૬૮

નિશા જે સર્વ ભૂતોની, તેમાં જાગ્રત સંયમી,
જેમાં જાગે બધાં ભૂતો, તે જ્ઞાની મુનિની નિશા. ૬૯

સદા ભરાતાં અચલ પ્રતિષ્ઠ સમુદ્રમાં નીર બધાં પ્રવેશે,
તેમાં પ્રવેશે સહુ કામ તેમ, તે શાંતિ પામે નહીં કામકામી. ૭૦

છોડીને કામના સર્વે, ફરે જે નર નિઃસ્પૃહ,
અહંતા-મમતા મૂકી, તે પામે શાંતિ, ભારત. ૭૧

આ છે બ્રહ્મદશા, એને પામ્યે ના મોહમાં પડે,
અંતકાળે ય તે રાખી, બ્રહ્મનિર્વાણ મેળવે. ૭૨

■ ■ ■

## ૧૪૯. સીતારામ કહીએ

સીતારામ, સીતારામ, સીતારામ કહીયે,
જાહિ વિધિ રાખે રામ, તાહિ વિધિ રહિયે.

મુખ મેં હો રામ-નામ, રામ-સેવા હાથ મેં,
તૂ અકેલા નાહીં પ્યારે, રામ તેરે સાથમેં;
વિધિ કા વિધાન જાન, હાનિ-લાભ સહીએ. જાહિ...

કિયા અભિમાન તો ફીર, માન નહીં પાયેગા,
હોગા પ્યારે વહી જો, શ્રીરામ જી કો ભાયેગા;
ફલ-આશા ત્યાગ, શુભ કામ કરતે રહિયે. જાહિ...

જિંદગી કી ડોર સૌંપ, હાથ દીનાનાથ કે,
મહેલોં મેં રાખે ચાહે, ઝોપડી મેં વાસ દે;
ધન્યવાદ નિર્વિવાદ, રામ-રામ કહિયે. જાહિ...

આશા એક રામજી સે, દૂજી આશા છોડ દે,
નાતા એક રામજી સે, દૂજા નાતા તોડ દે;
સાધુ-સંગ, રામ-રંગ, અંગ-અંગ રંગિયે,
કામ-રસ ત્યાગ પ્યારે, રામ-રસ પગિયે. જાહિ...

સીતારામ, સીતારામ, સીતારામ કહીયે,
જાહિ વિધિ રાખે રામ, તાહિ વિધિ રહિયે.

■ ■ ■

## ૧૫૦. સુખદુઃખ મનમાં ન

સુખદુઃખ મનમાં ના આણીએ, ઘટ સાથે રે ઘડિયાં;
ટાળ્યાં તે કોઈનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં. સુખદુઃખ૦

નળરાજા સરખો નર નહિં, જેની દમયંતી રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યાં, ન મળે અન્ન ને પાણી. સુખદુઃખ૦

પાંચ પાંડવ સરખા બંધવા, જેની દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં, નયણે નિંદ્રા ન આણી. સુખદુઃખ૦

સીતા સરખાં સતી નહિ, જેના રામચંદ્ર સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહાદુઃખ પામી. સુખદુઃખ૦

રાવણ સરખો રાજિયો, જેની મંદોદરી રાણી;
દસ મસ્તક છેદાઈ ગયાં, બધી લંકા લૂંટાણી. સુખદુઃખ૦

હરિશ્ચંદ્ર રાજા સતવાદિયો, તારાલોચન રાણી;
તેને વિપત બહુ પડી, ભર્યાં નીચ ઘેર પાણી. સુખદુઃખ૦

શિવજી સરખા સતા નહીં, જેની પારવતી રાણી;
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી ગણાણી. સુખદુઃખ૦

એ વિચારી હરિને ભજો, તે સા'ય જ કરશે;
જુઓ આગે સા'ય ઘણી કરી, તેથી અર્થ જ સરસે. સુખદુઃખ૦

સર્વ દેવને જ્યારે ભીડ પડી, સમર્યા અંતર્યામી;
ભાવટ ભાંગી ભૂધરે, મહેતા **નરસૈંયાના** સ્વામી. સુખદુઃખ૦

■ ■ ■

## ૧૫૧. સૌનું કરો કલ્યાણ

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ! સૌનું કરો કલ્યાણ
નર-નારી, પશુપક્ષીની સાથે, જીવજંતુનું તમામ – ૧

જગના વાસીઓ સહુ સુખ ભોગવે, – ૨
આનંદે રહી આઠે ધામ - દયાળુ પ્રભુ – ૨

દુનિયામાં દર્દ-દુકાળ પડે નહિ,
લડે નહિ કોઈ ગામ - દયાળુ પ્રભુ – ૩

સર્વ જગે સુખકારી વધે ને
વળી વધે ધન-ધાન્ય - દયાળુ પ્રભુ – ૪

કોઈ કોઈનું બૂરું ન ઈચ્છે,
સૌનું ઈચ્છે કલ્યાણ - દયાળુ પ્રભુ – ૫

પોતપોતાના ધર્મ પ્રમાણે
સર્વ ભજે ભગવાન - દયાળુ પ્રભુ – ૬

– *અજ્ઞાત*

■ ■ ■

## ૧૫૨. હરિ તારાં નામ છે હજાર

હરિ તારાં નામ છે હજાર,
કયા નામે લખવી કંકોતરી
રોજ રોજ બદલે મુકામ
કયા નામે લખવી કંકોતરી – ૧

મથુરામાં મોહન
ને ગોકુળમાં ગોવાળિયો,
દ્વારિકામાં રાજા રણછોડ
કયા નામે લખવી કંકોતરી – ૨

કોઈ તને રામ કહે
કોઈ રાધેશ્યામ કહે,
કોઈ કહે નંદનો કિશોર
ક્યા નામે લખવી કંકોતરી – ૩

ભક્તોની રાખી ટેક,
નામ ધરિયાં અનેક,
અંતે તો એકનો એક
ક્યા નામે લખવી કંકોતરી – ૪

મીરાંનો ગિરધર ગોપાલ
ક્યા નામે લખવી કંકોતરી
રોજ રોજ બદલે મુકામ
ક્યા નામે લખવી કંકોતરી – ૫

■ ■ ■

## ૧૫૩. હરિને ભજતાં હજી કોઈની

હરિને ભજતાં હજી કોઈની લાજ જતી નથી જાણી રે,
જેની સુરતા શામળિયા સાથ, વદે વેદ વાણી રે. ટેક

વહાલે ઉગાર્યો પ્રહ્‌લાદ, હિરણાકંસ માર્યો રે;
વિભીષણને આપ્યું રાજ્ય, રાવણ સંહાર્યો રે ૧

વહાલે નરસિંહ મહેતાને હાર હાથોહાથ આપ્યો રે;
ધ્રુવને આપ્યું અવિચળ રાજ, પોતાનો કરી થાપ્યો રે ૨

વહાલે મીરાં તે બાઈનાં ઝેર હળાહળ પીધાં રે,
પાંચાળીનાં પૂર્યાં ચીર, પાંડવ-કામ કીધાં રે. ૩

આવો હરિ ભજવાનો લ્હાવો, ભજન કોઈ કરશે રે;
કર જોડી કહે પ્રેમળદાસ, ભક્તોનાં દુ:ખ હરશે રે ૪

– **પ્રેમળદાસ**

■ ■ ■

## ૧૫૪. હરિનો મારગ

(રાગ : છાયા ખમાજ–તીનતાલ)

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને. (ધ્રુવ)

સુત વિત દારા શીશ સમરપે, તે પામે રસ પીવા જોને,
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડ્યા મરજીવા જોને. ૧

મરણ આગમે તે ભરે મૂઠી દિલની દુગ્ધા વામે જોને,
તીરે ઊભા જુએ તમાસો, તે કોડી નવ પામે જોને. ૨

પ્રેમ પંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને,
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને. ૩

માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સહેલ જોને,
મહાપદ પામ્યા તે મરજીવા, મૂકી મનનો મેલ જોને. ૪

રામઅમલમાં રાતામાતા, પૂરા પ્રેમી પરખે જોને,
**પ્રીતમ**ના સ્વામીની લીલા, તે રજનીદિન નિરખે જોને. ૫

■ ■ ■

## ૧૫૫. હાં રે કોઈ માધવ લ્યો

હાં રે કોઈ માધવ લ્યો,
વેચંતી વ્રજનારી,
માધવને મટુકીમાં ઘાલી,
ગોપી લટકે ચાલી રે, – હાં રે...

હાં રે ગોપી, ઘેલું શું બોલતી જાય,
ક્હાન મટુકીમાં ન સમાય રે – હાં રે...

નવ માનો તો જુઓ ઉતારી,
માંહે જુએ તો કુંજબિહારી રે – હાં રે...

વનરા તે વનમાં જાતાં વારી,
વ્હાલો ગૌ ચરાવે ગિરધારી રે – હાં રે...

ગોપી આવી વનરાવન વાટે
સહુ વ્રજની ગોપીઓ સાથે રે
મીરાં કે પ્રભુ ગિરિધર નાગર,
જેનાં ચરણકમળ સુખ સાગર રે – હાં રે...

*– મીરાં*

■ ■ ■

## ૧૫૬. હું તારી બોલાવું જે

હું તારી બોલાવું 'જે' - વ્હાલા મારી ખબર તું લે
આ તો તારી મારી બેની વાત છે, કોઈ ત્રીજું ન જાણી લે

મને પાવન થાવા દે, તારા ગુણલા ગાવા દે,
જ્યાં કાવા-દાવા છે, ત્યાં મને ન જાવા દે... હું તારી...

મારે જગનું દેવું છે, વ્રત સેવાનું લેવું છે,
તારે શરણે આવ્યો છું, મને તારો સહારો છે, હું તારી...

પ્રભુ ઘો દર્શન અમને, સુખશાંતિ મળે અમને,
ના પાપ નડે અમને, પ્રભુ ના ભૂલીએ તમને, હું તારી...

■ ■ ■

## ૧૫૭. હું પૂછું કિરતાર !

હું પૂછું કિરતાર, તારે ઘેર કાં અંધેર છે;
સંતને શૂળી અને દુર્જનને લીલા લહેર છે !

મને એ જ સમજાતું નથી કે આવું શાને થાય છે;
ફૂલડાં ડૂબી જતાં ને પથ્થરો તરી જાય છે !

ઘરહીણાં ઘૂમે હજારો ઠોકરાતાં ઠેર ઠેર;
ને ગગન ચુમ્બી મહાલો જનસૂનાં રહી જાય છે !

તરવળે તર્શ્યા ત્યહાં જે વાદળી વેરણ બને;
તે જ રણમાં ધૂમ મૂસળધાર વરસી જાય છે !

દેવડીએ દંડ પામે ચોર મૂઠી જાર જો;
લાખ ખાંડી લૂંટનારા મહેફીલે મંડાય છે !

કામધેનુને જડ ના સૂકું તણખલું;
ને લીલાંછમ ખેતરો આખલા ચરી જાય છે !

છે ગરીબોના કૂબામાં તેલ ટીપુંય દોહ્યલું;
ને શ્રીમંતોની કબર પર ઘીના દીવા થાય છે !

મને એ જ સમજાતું નથી કે આવું શાને થાય છે.

— કરશનદાસ માણેક

■ ■ ■

## ૧૫૮. હે કરુણાના કરનારા, તારી કરુણાનો કંઈ

હે કરુણાના કરનારા, તારી, કરુણાનો કાંઈ પાર નથી.
હે સંકટના હરનારા, તારી, કરુણાનો કાંઈ પાર નથી.

મારાં પાપ ભર્યાં છે એવાં,
તારી, ભૂલ્યો કરવી સેવા,
મારી ભૂલોના ભૂલનારા, તારી, કરુણાનો કાંઈ પાર નથી.

હે પરમ કૃપાળુ વ્હાલા,
મેં પીધા વિષના પ્યાલા,
વિષને અમૃત કરનારા, તારી, કરુણાનો કાંઈ પાર નથી.

હું અંતરમાં થઈ રાજી,
ખેલ્યો છું અવળી બાજી,
અવળીને સવળી કરનારા, તારી, કરુણાનો કાંઈ પાર નથી

મને જડતો નથી કિનારો,
મારો, ક્યાંથી આવે આરો,
મારા સાચા ખેવનહારા, તારી, કરુણાનો કાંઈ પાર નથી.

ભલે છોરું કછોરું થાયે,
તું માવતર કહેવાયે,
મીઠી છાયાના દેનારા તારી કરુણાનો કોઈ પાર નથી.

છે ભક્તનું જીવન ઉદાસી,
તારે, ચરણે લે અવિનાશી !
રાધાના દિલે રમનારા, તારી, કરુણાનો કાંઈ પાર નથી.

— અજ્ઞાત

■ ■ ■

## ૧૫૯. અંજલિ ગીત

(હરિગીત)

હે નાથ જોડી હાથ પાયે પ્રેમથી સૌ લાગીએ;
શરણું મળે સાચું તમારું, એ હ્રદયથી માગીએ.
જે જીવ આવ્યો આપ પાસે, શરણમાં અપનાવજો;
પરમાત્મા એ આત્માને શાંતિ સાચી આપજો.
વળી કર્મના યોગે કરી, જે કુળમાં એ અવતરે;
ત્યાં પૂર્ણ પ્રેમે ઓ પ્રભુજી આપની ભક્તિ કરે.
લખચોરાસી બંધનોને, લક્ષમાં લઈ કાપજો;
પરમાત્મા એ આત્માને શાંતિ સાચી આપજો.
સુસંપત્તિ સુવિચાર ને સત્કર્મનો દઈ વારસો;
જનમોજનમ સત્સંગથી કિરતાર પાર ઉતારજો.
આ લોકને પરલોકમાં તવ પ્રેમ રગરગ વ્યાપજો;
પરમાત્મા એ આત્માને શાંતિ સાચી આપજો.
મળે મોક્ષ કે સુખ સ્વર્ગના, આશા ઉરે એવી નથી;
દ્યો દેહ દુર્લભ માનવીનો ભજન કરવા ભાવથી.
સાચું બતાવી રૂપ શ્રી રણછોડ હ્રદયે સ્થાપજો;
પરમાત્મા એ આત્માને શાંતિ સાચી આપજો.

■ ■ ■

## ૧૬૦. હે પ્રભો આનંદદાતા

હે પ્રભો ! આનંદદાતા ! જ્ઞાન હમકો દીજિયે;
શીઘ્ર સારે દુર્ગુણોંસે, દૂર હમકો કીજિયે.
લીજિયે તેરી શરણમેં, હમ સદાચારી બનેં;
બ્રહ્મચારી ધર્મરક્ષક, વીર વ્રતધારી બનેં.
કીજિયે હમ પર કૃપા, ઐસી અહો પરમાત્મા !
મોહ-મદ-મત્સર-રહિત, હોવે હમારી આત્મા.

■ ■ ■

## ૧૬૧. ગીતાપ્રસાદી

હો.... હો... રે મારી ગીતા રે માતા,
ગીતા રે માતા તમે મુક્તિની દાતા... હો... હો...

રણ રે સંગ્રામમાં રે શંખ રે ફૂંકાતા,
ધમ ધમ ધમ ધમ વાગતાં રે વાજાં,
કૌરવોનાં રે ત્યાં તો હૃદય ચિરાતાં ... હો... હો...

ગાંડીવ ધનુષ્ય તારું કેમ રે ધ્રુજે છે ?
બાણથી ભરેલો ભાથો કેમ રે છૂટે છે ?
અમંગળ ચિહ્ન તને કેમ રે દેખાતાં ? ... હો... હો...

યુદ્ધમાંથી અર્જુન પાછા રે જાતા,
તેમને મનાવવાને ગીતાજ્ઞાન ગાતા !
ભાઈ, અરે આમ તમે બાયલા શું થાતાં ?... હો.. હો..

જેનો શોક નથી કરવાનો તેનો તું શોક કરે છે,
વાત કરે છે પંડિત જેવી મૂરખા જેવું કામ કરે છે
પંડિત મરવા-જીવવાનો શોક નથી માનતા... હો.. હો..

જાણી લેને જીવ તારો દેહથી જુદો છે,
કરી લે વિચાર અલ્યા કેમ તું ભૂલ્યો છે !
આત્માના જ્ઞાન વિના મોક્ષ નથી પામતા... હો.. હો..

■ ■ ■

## ૧૬૨. આવજે તું આવજે મારે ઘેર આવજે (થાળ)

આવજે તું આવજે મારે ઘેર આવજે
એકાદશી છે હો કાન આવજે
શીંગની છે ખીચડી કેળામાં મીસરી
રાજગરાની પૂરી તૈયાર આવજે... આવજે

સુરણનું શાક છે મીઠો મીઠો સ્વાદ છે
બટાકાની વેફર તૈયાર આવજે... આવજે

શીંગના લાડવા જોઈએ તો માંગવા આવજે
તેમાં તું ના રે શરમાઈશ આવજે... આવજે

મોરૈયાનો ભાત છે કઢી તણો સ્વાદ છે
યમુનાની જારી તૈયાર આવજે... આવજે

શીંગોડાનો શીરો છે સૂકો મેવો છે
ફરાળી ફરસાણ તૈયાર આવજે... આવજે

મુખવાસ પાન છે ભક્ત તારો ગાય છે
ભક્તોની વિનંતી સ્વીકારી આવજે... આવજે

■ ■ ■

## ૧૬૩. મનગમતાં ભોજન (થાળ)

જમવા પધારો વ્હાલાં, ભોજન ધર્યાં મનગમતાં,
પ્રેમથી પીરસ્યો થાળ, ભોજન ધર્યાં મનગમતાં૦

મેંગો મઠો ને પૂરી તળાવી,
શાક બનાવ્યાં રસાદાર, ભોજન ધર્યાં મનગમતાં૦

લીલવાની કીધી સાથે ટેસ્ટી કચોરી,
ચટણી ચટાકેદાર, ભોજન ધર્યાં મનગમતાં૦

પાપડ, કચુંબર મુક્યાં અથાણાં
ખમણ વઘાર્યાં મજેદાર, ભોજન ધર્યાં મનગમતાં૦

ડાકોરના ગોટા ને જમે મારા વ્હાલા,
દહીં સાથે મજેદાર, ભોજન ધર્યાં મનગમતાં૦

પુલાવ પીરસ્યો વ્હાલા મસ્ત મજાનો,
કઢી મસાલેદાર, ભોજન ધર્યાં મનગમતાં૦

ટાઢા તે જળની માટલી ભરાવી,
પાન બીડામાં ભર્યો પ્યાર, ભોજન ધર્યાં મનગમતાં૦

વ્હાલા પ્રભુને જમતાં નિહાળી,
સત્સંગ મંડળ હરખાય, ભોજન ધર્યાં મનગમતાં૦

■ ■ ■

## ૧૬૪. થાળ (રાગ : જશોમતિના જાયા)

જમવાને આવો કાનકુંવરિયા
પ્રેમે બોલાવે જશોદાજી મૈયા – જમવાને

દ્વારે ઊભા છે ગ્વાલો ને ગૈયા
વાટ જુએ છે બલરામ ભૈયા – જમવાને

માખણ મીસરી જમો કનૈયા
જમનાનાં જળ લ્યો નંદના છૈયા – જમવાને

પાનન કી બીડી હો મુખે ધરૈયા
પછી તું તારી બંસી બજૈયા – જમવાને

બંસી બજૈયા હો નયને વસૈયા
નાચી ઊઠે છે પુનિત હૈયા – જમવાને

■ ■ ■

## ૧૬૫. નોંતરું આપું છું શ્યામ જમવા તું આવજે (થાળ)

નોતરાં આપું છું શ્યામ જમવા તું આવજે
વેગળા મેલી સૌ કામ જમવા તું આવજે

માખણનો મોહ હવે છોડી દે શામળા
ઈડલી ને ઢોસા તૈયાર... જમવા તું આવજે

પેટીસ પકોડી ને ચટણી સમોસાં
દાળવડાં પીરસ્યાં છે સાથ... જમવા તું આવજે

ભાજીપાઉં લાવ્યો છું હૈયાના હેતથી
સ્વાદ તો દાઢે રહી જાય... જમવા તું આવજે

કોલ્ડ્રીંક છે દૂધનું પી લેજે પ્રેમથી
નાખ્યા પિસ્તા-બદામ... જમવા તું આવજે

કેસરનો આઈસક્રીમ આપું અલબેલા
કાળજે ટાઢક થાય... જમવા તું આવજે

કલકત્તી પાનમાં કાથો ને ચૂનો
ભક્તો આપે મુખવાસ... જમવા તું આવજે

■ ■ ■

## ૧૬૬. શામળા મારે ઘેર જમવા આવજો (થાળ)

(રાગ : પ્રીતડી બાંધતાં રે બંધાય ના)

શામળા મારે ઘેર જમવા આવજો
સાથમાં રાધાગોરીને લાવજો
હાંરે મેં તો પીરસ્યા છે ભોજનથાળ... શામળા

ઘારી, દૂધપાક ને પૂરી જમજો કનૈયા
ભીંડા બટાકા ને તાજાં રવૈયાં
હો... શામળા સુરતી રતાળાનાં ભજીયાં
ગરમાગરમ તૈયાર... શામળા

મૂક્યાં અથાણાં મેં વિધવિધ જાતનાં
નાંખ્યા લવિંગ મેં કમોદના ભાતમાં
હો... શામળા... દાળ છૂટી કરી વાલની
કઢીમાં લીમડાનો માર છે... શામળા

નર્મદાના જળની ઝારી ભરાવી
પાનના બીડલામાં કેસર સોપારી
હો... શામળા ભક્ત-મંડળના હૈયામાં પોઢજો
ભક્તોના જીવનઆધાર... શામળા

■ ■ ■

## ૧૬૭. કનૈયાનો (થાળ)

સાદ કરીને મેં તો શ્યામને બોલાવ્યો
જશોદાનો લાલો વ્હાલો જમવાને આવ્યો

પલાંઠી વાળીને એ તો બેઠો છે સામો
ઈસારેથી ખાવા માંગે નટવર નાનો
ઉનો ઉનો બાજરાનો રોટલો બનાવ્યો...જશોદાનો

આખા અળદ કેરું શાક મેં તો કીધું
મહીનું મટુકડું પાસે મુકી દીધું
રીંગણાનો ઓળો કરી મસાલો મીલાવ્યો...જશોદાનો

મૂળા સમારી મેં તો નીમક લગાવ્યું
ગુંદાનું અથાણું મૂક્યું મન કેરું ભાવ્યું
ભરીને મસાલાવાળો પાપડ તળાવ્યો...જશોદાનો

લીલાં મરચાંની ચટણી બનાવી
ખાંડી ચાળી માખણમાં મીસરી મીલાવી
ભાખરીયો લાડુ વાળી થાળીમાં ધરાવ્યો...જશોદાનો

કમોદનો ભાત મેં તો સેવ જેવો કીધો
ઉટકેલ લોટો જળે ભરી દીધો
મુખવાસ સોપારીનો ચુરો બનાવ્યો...જશોદાનો

જમી પરવારી શ્યામે મારા સામે જોયું
નજર ઝીલાવી મારું ભાન બધું ખોયું
ગોવિંદ થાળ પુનિત મંડળીએ ગાયો...જશોદાનો

■ ■ ■

## ૧૬૮. આજે સૌને જય શ્રીકૃષ્ણ...

આજે સૌને જય શ્રીકૃષ્ણ, કાલે વહેલા આવજો;
હરિગુણ ગાવા હરિરસ પીવા આવે તેને લાવજો. આજે – ૧

મન-મંદિરના ખૂણે ખૂણેથી કચરો કાઢી નાખજો,
અખંડ પ્રેમતણી જ્યોતિને કાયમ જલતી રાખજો. આજે – ૨

વ્યવહારે પૂરા જ રહીને, પરમારથમાં રાચજો;
સઘળી ફરજો અદા કરીને, સત્સંગ માંહી બેસજો. આજે – ૩

હરતાં ફરતાં કામ જ કરતાં, હૈયે હરિને રાખજો;
માન બડાઈ મૂકી દઈને, ઈર્ષા કાઢી નાખજો. આજે – ૪

હૈયે હૈયાં ખૂબ મિલાવી, હરિનું નામ દીપાવજો,
ભક્તિ કેરું અમૃત પીને, બીજાને પિવડાવજો. આજે – ૫

સૌમાં એક જ પ્રભુ બિરાજે, સમજી પ્રીતિ બાંધજો,
શંકરની શીખ હૈયે ધરીને, હરિથી સુરતા સાધજો. આજે – ૬

આજે સૌને જય શ્રીકૃષ્ણ, કાલે વહેલા આવજો.

– *શંકર ભગત*

■ ■ ■

## ૧૬૯. આરતી કૃષ્ણ કન્હૈયાકી

અધરધર મુરલી બજૈયા કી, આરતી કૃષ્ણ કન્હૈયા કી. ધ્રુ૦

કૃષ્ણ તુમ મથુરા જન્મ લિયો
નન્દ ઘર મંગલાચાર કિયો.
યશોદા ગોદ શિલૈયા કી, આરતી કૃષ્ણ કન્હૈયા કી. ૧

કૃષ્ણ તુમ યશોદા કે છૈયા,
શ્યામ બલદાઊ કે ભૈયા.
બન બન ગાય ચરૈયા કી, આરતી કૃષ્ણ કન્હૈયા કી. ૨

કૃષ્ણ તુમ કંસાસુર માર્‌યો,
શ્યામ તુમ ભૂમિભાર ટાર્‌યો.
કાલિયા નાગ નથૈયા કી, આરતી કૃષ્ણ કન્હૈયા કી. ૩

કૃષ્ણ તુમ અર્જુન કે પ્યારે,
શ્યામ હો ભક્તન રખવારે.
જમુના તટ રાસ રચૈયા કી, આરતી કૃષ્ણ કન્હૈયા કી. ૪

આરતી ગાતે કૃષ્ણાનન્દ,
મન મેં હોતા અતિ આનન્દ.
વિનય હૈ લાજ રખૈયા કી, આરતી કૃષ્ણ કન્હૈયા કી. ૫

■ ■ ■

## ૧૭૦. જય કાના કાળા (આરતી)

જય કાના કાળા પ્રભુ નટવર નંદલાલા
મીઠી મોરલીવાળા ગોપીના પ્યારા – ૐ જય...

કામણગારા ક્હાન કામણ બહુ કીધાં, પ્રભુ કામણ બહુ કીધાં,
માખણ ચોરી મોહન (૨) ચિત્ત ચોરી લીધાં – ૐ જય...

નંદજશોદા ઘેર વૈકુંઠ ઉતાર્યું, પ્રભુ વૈકુંઠ ઉતાર્યું
કાલિય મર્દન કીધું (૨) ગાયોને ચારી – ૐ જય...

ગુણતણો તુજ, પાર કેમે નહિ આવે, પ્રભુ કેમે નહિ આવે
નેતિ નેતિ વેદ પુકારે, પુનિત શું ગાવે – ૐ જય...

ૐ જય કાના કાળા, પ્રભુ નટવર નંદલાલા,
મીઠી મોરલીવાળા ગોપીના પ્યારા – ૐ જય...

*– પુનિત મહારાજ*

■ ■ ■

## ૧૭૧. આનંદ મંગલ કરું (આરતી)

આનંદ મંગલ કરું આરતી, હરિગુરુ સંતની સેવા – આનંદ...
પ્રેમધરી મંદિર પધરાવું સુંદર સુખડાં લેવા – આનંદ...
મારે આંગણ તુલસીનો ક્યારો, શાલિગ્રામની સેવા – આનંદ...
અડસઠ તીરથ (મારા) ગુરુજીને ચરણે, ગંગા-યમુના, રેવા – આનંદ...
સંત મળે તો મહાસુખ પામે, ગુરુજી મળે તો મેવા – આનંદ...
દીનદયા ભૂષણ ભક્તોનું હરિના જન હરિ જેવા – આનંદ...
હરિગુરુ સ્વામી અંતર્યામી, આવોને દર્શન દેવા – આનંદ...
કહે પ્રીતમ ઓળખો આતમને, હરિના જન હરિ જેવા – આનંદ...

*– પ્રીતમ*

■ ■ ■

## ૧૭૨. આરતી કીજે હનુમાન લલા કી (આરતી)

આરતી કીજે હનુમાન લલા કી
દુષ્ટદલન રઘુનાથકલા કી - આરતી

જાકે બલસે ગિરિવર કાંપૈ,
રોગ દોષ કછુ નિકટ ન વ્યાપૈ

અંજનિ પુત્ર મહાબલ દાઈ
સંતન કે પ્રભુ સદા સહાઈ

દે બીરા રઘુનાથ પઠાએ
લંકા જારિ સિયા સુધિ લાયે

લંકા સો કોટ સમુદ્ર સી ખાઈ
જાત પવનસુત બાર ન લાઈ

લંકા જારિ અસુર સંહારે
સિયારામજી કે કાજ સઁવારે

લક્ષ્મણ મૂર્છિત પડે સકારે
આનિ સંજીવનિ પ્રાણ ઉબારે

પૈઠ પતાલ તોરિ યમ કારે
અહિરાવણ કી ભુજા ઉખારે

બાંયે ભુજા અસુર દલ મારે
દાહિને ભુજા સંતજન તારે

સુર નર મુનિ આરતી ઉતારે
જય જય જય હનુમાન ઉચારે

કંચન થાલ કપૂર લૌ છાઈ,
આરતી કરત અંજના માઈ

જો હનુમાનજી કી આરતી ગાવૈ,
બસિ બૈકુંઠ પરમપદ પાવૈ

■ ■ ■

## ૧૭૩. આરતી શ્રીરામાયણજી કી

આરતી શ્રીરામાયણજી કી
કીરતિ કલિત લલિત સિય પી કી,
ગાવત બ્રહ્માદિક મુનિ નારદ
વાલમીક વિગ્યાન વિશારદ
સુક સનકાદિ સેષ અરુ સારદ
બરનિ પવનસુત કીરતિ નીકી – ૧

ગાવત વેદ પુરાન અષ્ટદસ
છઓ શાસ્ત્ર સબ ગ્રંથન કો રસ

મુનિ જન ધન સંતન કો સરબસ
સાર અંસ સંમત સબ હી કી – ૨

ગાવત સંતત સંભુ ભવાની
અરુ ઘટસંભવ મુનિ વિગ્યાની
વ્યાસ આદિ કવિબર્જ બખાની
કાગ ભુસુંડી ગરુડ કે હીકી – ૩

કલિમલ હરનિ વિષય રસ ફીકી
સુભગ સિંગાર મુક્તિ જુબતી કી
દલન રોગ ભવ ભૂરિ અમી કી
તાત માત સબ વિધિ તુલસી કી – ૪

– તુલસી

■ ■ ■

## ૧૭૪. જયદેવ જયદેવ જય હરિહરા (આરતી)

જયદેવ જયદેવ જય હરિહરા પ્રભુ (૨)
ગંગાધર ગિરિજાવર (૨) ઈશ્વર ઓમ્કારા – હર...
વાઘામ્બર પીતામ્બર શિવ-શ્યામે પહેર્યાં પ્રભુ (૨)
કમલનયન કેશવને (૨) શિવને ત્રિનયના – હર...
નંદીવાહન ખગવાહન શિવ-ચક્ર ત્રિશૂલધારી પ્રભુ (૨)
ત્રિપુરારિ મુરારિ (૨) જય કમલાધારી – હર...
વૈકુંઠે વસે વિશ્વંભર શિવજી કૈલાસે પ્રભુ (૨)
હરિ કાળા, હર ગોરા (૨) તે તેને ધ્યાવે – હર...
રામની કાંધે ધનુષ, શિવ કાંધે ઝોળી પ્રભુ (૨)
રામને વાનર રીંછ (૨) શિવને ભૂત ટોળી – હર...
ચંદન ચઢે ત્રિકમને, શિવહર ભસ્માંગે પ્રભુ (૨)
રામે હૃદયે રાખ્યાં (૨) ઉમિયા અર્ધાંગે – હર...
કૌસ્તુભ મણિ કેશવને શિવને રુંઢમાળા પ્રભુ (૨)
મુક્તાફળ મોહનને (૨) શિવને સર્પ કાળા – હર...
કેવડો વ્હાલો કેશવને, શિવને ધંતુરો પ્રભુ (૨)
ત્રિકમને વ્હાલાં તુલસી (૨) શિવને બિલિપત્ર – હર...
લક્ષ્મીવર ઉમિયાવર શંકર શામળિયા પ્રભુ (૨)
હરિહર નટવર સ્વામી (૨) એકાંતે મળિયા – હર...
મોહન ને મહાદેવ જે ભાવે ગાશે પ્રભુ (૨)
હરિહરના ગુણ ગાતાં (૨) હરિચરણ જાશો – હર...
એ બે એક સ્વરૂપ અંતર નવ ધરશો પ્રભુ (૨)
ભોળા ભૂધરને ભજતાં (૨) ભવસાગર તરશો – હર...
હરિહરાની આરતી જે કોઈ ગાશે પ્રભુ જે ભાવે ગાશે
ભણે શિવાનંદ સ્વામી (૨) મનવાંછિત થાશે – હર...
હર કૈલાશે જાશે, ૐ હર હર હર મહાદેવ

■ ■ ■

## ૧૭૫. જય આદ્યા શક્તિ (આરતી)

જય આદ્યા શક્તિ મા જય આદ્યા શક્તિ,
અખંડ બ્રહ્માંડ દીપાવ્યાં, પડવે પંડિત મા, જયો જયો મા જગદંબે-
દ્વિતીયા બેય સ્વરૂપ, શિવશક્તિ જાણું મા (૨)
બ્રહ્મા ગણપતિ ગાવે (૨) હર ગાવે હર મા – જયો...
તૃતીયા ત્રણ સ્વરૂપ, ત્રિભુવનમાં બેઠાં મા (૨)
દયા થકી તરવેણી (૨) તું તરવેણી મા – જયો...
ચોથે ચતુરા મહાલક્ષ્મી મા, સચરાચર વ્યાપ્યાં મા (૨)
ચાર ભુજા ચોદિશા (૨) પ્રગટ્યાં દક્ષિણમાં – જયો...
પંચમી પંચઋષિ પંચમી ગુણ સઘળા મા (૨)
પંચ તત્ત્વ ત્યાં સોહીએ (૨) પંચ તત્ત્વોમાં – જયો...
ષષ્ઠી તું નારાયણી મહિષાસુર માર્યો મા (૨)
નરનારીના રૂપે (૨) વ્યાપ્યાં સર્વે મા (૨)
સપ્તમી સપ્ત પાતાળ સંધ્યા સાવિત્રી (૨)
ગૌ ગંગા ગાયત્રી (૨) ગૌરી ગીતા મા – જયો...
અષ્ટમી અષ્ટભુજા આઈ આનંદા મા (૨)
સુરનર મુનિવર જન્મ્યા (૨) દેવ દૈત્યો મા – જયો...
નવમી નવ કુળ નાગ સેવે નવ દુર્ગા મા (૨)
નવરાત્રિનાં પૂજન શિવરાત્રિનાં અર્ચન કીધાં હર બ્રહ્મા – જયો...
દશમી દશ અવતાર જય વિજયાદશમી (૨)
રામે હૃદયે રાખ્યાં (૨) રાવણ રોળ્યો મા. – જયો...
એકાદશી અગિયારશ કાત્યાયની કામા મા (૨)
કામદુર્ગા કાલિકા (૨) શ્યામા ને રામા – જયો...

બારસે બાળારૂપ બહુચરી અંબા મા (૨)
બટુક ભૈરવ સોહીએ કાળ ભૈરવ સોહીએ તારા છે તુજ મા – જયો...

તેરસે તુળજા રૂપ તું તારુણી માતા (૨)
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ (૨) ગુણ તારા ગાતા – જયો...

ચૌદશે ચૌદારૂપ ચંડી ચામુંડા મા (૨)
ભાવ ભક્તિ કંઈ આપો,
ચતુરાઈ કંઈ આપો,
સિંહવાહિની માતા જયો.

પૂનમે કુંભ ભર્યો સાંભળજો કરુણા મા (૨)
વશિષ્ઠ દેવે વખાણ્યાં,
માર્કંડ દેવે વખાણ્યાં,
ગાઈ શુભ કવિતા – જયો...

સંવત સોળ સત્તાવન સોળશે બાવીસમાં (૨)
સંવત સોળે પ્રગટ્યાં રેવાને તીરે,
ગંગાને તીરે – જયો...

ત્રંબાવટી નગરી મા રૂપાવટી નગરી (૨) મંછાવટી નગરી
સોળ સહસ્ર ત્યાં સોહીએ (૨) ક્ષમા કરો ગૌરી – જયો...

શિવ-શક્તિની આરતી જે ભાવે ગાશે મા (૨)
ભણે શિવાનંદ સ્વામી (૨) સુખ સંપત્તિ થાશે.
હર કૈલાશે જાશે. જયો જયો મા...

■ ■ ■

## ૧૭૬. ૐ જય જગદીશ હરે (આરતી)

ૐ જય જગદીશ હરે, પ્રભુ જય જગદીશ હરે
ભક્તજનોં કે સંકટ ક્ષણમેં દૂર કરે – ૐ જય...

જો ધ્યાવે ફલ પાવે, દુઃખ બિનસે મનકા - પ્રભુ.
સુખ સંપત્તિ ઘર આવે કષ્ટ મિટે તનકા – ૐ જય...

માત પિતા તુમ મેરે શરણ ગ્રહૂં મૈં કિસકી - પ્રભુ
તુમ બિન ઔર ન દૂજા આશ કરું મૈં જિસકી – ૐ જય...

તુમ પૂરણ પરમાત્મા તુમ અંતર્યામી - પ્રભુ.
પરબ્રહ્મ પરમેશ્વર તુમ સબકે સ્વામી – ૐ જય...

તુમ કરુણા કે સાગર તુમ પાલન કર્તા - પ્રભુ
મૈં મૂરખ ખલ કામી કૃપા કરો ભર્તા – ૐ જય...

તુમ હો એક અગોચર સબ કે પ્રાણપતિ - પ્રભુ
કિસ બિધ મિલૂં દયામય! તુમ કો મૈં કુમતિ – ૐ જય...

દીનબંધુ દુઃખહર્તા ઠાકુર તુમ મેરે - પ્રભુ
અપને હાથ ઉઠાઓ દ્વાર ખડા તેરે – ૐ જય...

વિષય વિકાર મિટાઓ, પાપ હરો દેવા - પ્રભુ
શ્રદ્ધા ભક્તિ બઢાઓ, સંતન કી સેવા – ૐ જય...

ૐ જય જગદીશ હરે, પ્રભુ જય જગદીશ હરે
ભક્તજનોં કે સંકટ ક્ષણ મેં દૂર કરે – ૐ જય...

■ ■ ■

## ૧૭૭. મંત્ર પુષ્પાંજલિ

ૐ યજ્ઞેન યજ્ઞમયજન્ત દેવાસ્તાનિ ધર્માણિ પ્રથમાન્યાસન્ ।
તે હ નાકં મહિમાનઃ સચન્ત યત્ર પૂર્વે સાધ્યાઃ સન્તિ દેવાઃ ॥
ૐ રાજાધિરાજાય પ્રસહ્ય સાહિને નમો વયં વૈશ્રવણાય કુર્મહે ।
સ મે કામાન્ કામકામાય મહ્યં કામેશ્વરો વૈશ્રવણો દદાતુ ॥
કુબેરાય વૈશ્રવણાય મહારાજાય નમઃ ॥

ૐ સ્વસ્તિ સામ્રાજ્યં ભૌજ્યં સ્વારાજ્યં વૈરાજ્યં પારમેષ્ઠ્યં રાજ્યં મહારાજ્યમાધિપત્યમયં સમન્તપર્યાયી સ્યાત્સાર્વભૌમઃ સાર્વાયુષાન્તાદાપરાર્ધાત્ । પૃથિવ્યૈ સમુદ્રપર્યન્તાયા એકરાડિતિ તદપ્યેષ શ્લોકોઽભિગીતો મરુતઃ પરિવેષ્ટારો મરુત્તસ્યાવસન્ ગૃહે । આવિક્ષિતસ્ય કામપ્રેર્વિશ્વેદેવાઃ સભાસદ ઈતિ ॥

સેવન્તિકાં વકુલચમ્પકપાટલાબ્જૈઃ પુન્નાગજાતિકરવીરરસાલપુષ્પૈઃ ।
વિલ્વપ્રવાલતુલસીદલમંજરીભિઃ ત્વાં પૂજયામિ જગદીશ્વર વિશ્વનાથઃ ॥

■ ■ ■

## ૧૭૮. ક્ષમા પ્રાર્થના

આવાહનં ન જાનામિ ન જાનામિ વિસર્જનમ્ ।
પૂજાં વિધિં ન જાનામિ ક્ષમ્યતાં પરમેશ્વરઃ ॥

મંત્રહીનં ક્રિયાહીનં ભક્તિહીનં જનાર્દન ।
યત્પૂજિતં મયા દેવ પરિપૂર્ણં તદસ્તુ મે ॥

પાપોડહં પાપકર્માહં પાપાત્મા પાપસમ્ભવઃ ॥
ત્રાહિ માં પાર્વતીનાથ સર્વ પાપ હરો હર ! ॥

શિવ સમાન દાતા નહીં વિપતિ વિદારનહાર ॥
લજ્જા મોરી રાખિયો બૈલન કે અસવાર ॥

કાલ હરો હર કષ્ટ હરો હર, દુઃખ હરો દારિદ્રય હરો ॥
નમામિ શંકર ભવાની ગૌરી ભવભયહરણં તવ શરણમ્ ॥

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ ત્વમેવ બન્ધુશ્ચ સખા ત્વમેવ ॥
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ સર્વં મમ દેવદેવ ॥

ૐ સર્વે ભવન્તુ સુખિનઃ સર્વે સન્તુ નિરામયાઃ ॥
સર્વે ભદ્રાણિ પશ્યન્તુ મા કશ્ચિત્ દુઃખભાગ્ભવેત્ ॥

॥ ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ સુશાન્તિર્ભવતુ ॥
। સર્વારિષ્ટ શાન્તિર્ભવતુ । શુભં ભવતુ ।

■ ■ ■

## गीताप्रेस, गोरखपुरकी निजी दूकानें / शाखाएँ

| स्थान | पता | फोन | मोबाइल |
|---|---|---|---|
| इन्दौर-452001 | जी० 5, श्रीवर्धन, 4 आर. एन. टी. मार्ग | © (0731) 2526516, 2511977 | **Mob. 9630111144** |
| ऋषिकेश-249304 | गीताभवन, पो० स्वर्गाश्रम | © ([illegible]) 2430122, 2432792 | **Mob. 6397500736, 9837775919** |
| कटक-753009 | भरतिया टावर्स, बादाम बाड़ी | © (0671) 2335481 | **Mob. 8093091800, 9338091800** |
| कानपुर-208001 | 24/55, बिरहाना रोड | © (0512) 2352351 | **Mob. 8299309991, 9839922098** |
| कोयम्बटूर-641018 | गीताप्रेस मेंशन, 8/1 एम, रेसकोर्स | | **Mob. 9943112202, 7667662451, 9544320623** |
| कोलकाता-700007 | गोबिन्दभवन; 151, महात्मा गाँधी रोड | © (033) 22680251, 22686894 | **Mob. 9831004222, 9883139686, 7688037682** |
| गोरखपुर-273005 | गीताप्रेस—पो० गीताप्रेस | © (0551) 2334721, 2331250, 2331251 | **Mob. 7985282936, 9984889884**<br>**email:booksales@gitapress.org** |
| चेन्नई-600010 | इलेक्ट्रो हाउस No. 23 रामनाथन स्ट्रीट किलपौक | © (044) 26615959, 26615909 | **Mob. 7200050708** |
| जलगाँव-425001 | 7, भीमसिंह मार्केट, रेलवे स्टेशनके पास | © (0257) 2226393, 2220320 | **Mob. 9422281291, 7020118397** |
| दिल्ली-110006 | 2609, नयी सड़क | © (011) 23269678, 23259140 | **Mob. 7289802606, 9999732072** |
| नागपुर-440002 | श्रीजी कृपा कॉम्प्लेक्स, 851, न्यू इतवारी रोड | © (0712) 2734354 | **Mob. 9420410735, 8830154589** |
| पटना-800004 | अशोकराजपथ, महिला अस्पतालके सामने | © (0612) 2300325 | **Mob. 9771787992, 8210494381** |
| बेंगलुरु-560027 | 7/3, सेकेण्ड क्रास, लालबाग रोड | © (080) 22955190 | **Mob. 8310731545, 9901449957** |
| भीलवाड़ा-311001 | जी 7, आकार टावर, सी ब्लाक, गान्धीनगर | © (01482) 248330 | **Mob. 9414114291, 9928527747** |
| मुम्बई-400002 | 282, सामलदास गाँधी मार्ग (प्रिन्सेस स्ट्रीट) | © (022) 22030717 | **Mob. 9374047258, 9768954885, 8369536765** |
| राँची-834001 | कार्ट सराय रोड, अपर बाजार, बिड़ला गद्दीके प्रथम तलपर | © (0651) 2210685 | **Mob. 7004458358, 9504054449** |
| रायपुर-492009 | मित्तल कॉम्प्लेक्स, गंजपारा, तेलघानी नाका चौक (छत्तीसगढ़) | © (0771) 4034430, 4035310 | **Mob. 9329326200, 7879845886, 7999909243** |
| वाराणसी-221001 | 59/9, नीचीबाग | © (0542) 2413551 | **Mob. 9839900745, 9140256821** |
| सूरत-395001 | 2016, वैभव एपार्टमेन्ट, भटार रोड | © (0261) 2237362, 2238065 | **Mob. 9374047258, 9723397258** |
| हरिद्वार-249401 | सब्जीमण्डी, मोतीबाजार | © (01334) 222657 | **Mob. 9760275146, 9675721305** |
| हैदराबाद-500095 | 41, 4-4-1, दिलशाद प्लाजा, सुल्तान बाजार | © (040) 24758311, 66758311 | **Mob. 9652975723, 9573650611, 9291205498** |
| काठमाडौं-44600 (नेपाल) | पसल नं० 6,7,8 माधवराज सुमार्गी स्मृति भवन, वनकाली, पशुपति क्षेत्र। | | **e-mail : gitapress.nepal@gmail.com**<br>**Mob. +977-9823490038, 9801056107, 9841056107** |

**डाकद्वारा एवं विदेशोंमें पुस्तकें भेजनेकी व्यवस्था केवल गोरखपुरमें है।**

गीताप्रेसद्वारा प्रकाशित सभी पुस्तकें **Internet** के माध्यमसे **Online** खरीदनेके लिये **gitapressbookshop.in** एवं **website : www.gitapress.org** पर **login** करें। ई-मेलके माध्यमसे भी आर्डर बुक कर सकते हैं e-mail : **booksales@gitapress.org & online@gitapress.org**

**Code 2122**